# THE PRACTICE OF THE PRESENCE OF GOD.



# ઇશ્વરના સાન્નિધ્યનો અનુભવ

એટલે

## સાધુભાઇ લૉરેન્સની વાતચીત તથા તેના પત્રો.

અંગ્રેજી પરથી ભાષાંતરકર્તા
મણીલાલ છોટાલાલ પારેખ, બી. એ.



સુરત:
ગુજરાતની ખ્રીસ્તી ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ
આઇરિશ મિશન છાપખાનામાં જે. રૌજર્સે
છાપી તથા પ્રગટ કીધી
ઇ. સ. ૧૯૨૫



આવૃત્તિ પહેલી.] [૧૦૦૦ નકલ

કિમ્મત [illegible] આના

# THE PRACTICE OF THE PRESENCE OF GOD.

# ઇશ્વરના સાન્નિધ્યનો અનુભવ

અથવા

# સાધુભાઇ લૉરેન્સની વાતચીત.

## વાતચીત પહેલી.

ઑગસ્ટ ૩, ૧૬૬૬.

બંધુ લૉરેન્સને મેં પહેલી વાર સને ૧૬૬૬ના ઑગસ્ટની ત્રીજીએ જોયો હતો, ત્યારે તેણે મને કહ્યું કે તે અઢાર વર્ષનો હતો તે વખતે પ્રભુએ તેનું મન પલટીને તેના ઉપર ખાસ કૃપા કરી હતી, અને તે આ પ્રમાણે થયું કે એક વખતે શિયાળામાં તેણે એક ઝાડને તદન પાંદડાં વગરનું જોયું અને તેના મનમાં વિચાર આવ્યો કે થોડાજ વખતમાં તે ઝાડ પર પાંદડાં આવશે અને પછી તેને ફુલ ફળ લાગશે; અને એવા વિચાર કરતાં કરતાં પ્રભુની શક્તિ વિષે ને તેની અપાર દયા વિષે તેના મનમાં એવો તો ઉંડો ભાવ ઉત્પન્ન થયો કે જે ત્યાર પછી તેના મનમાંથી કદિ ગયો નહોતો. આ ભાવને લીધે તે જગતની જંજાળમાંથી તદન મુક્ત થયો હતો, અને તેના

મનમાં પ્રભુ પ્રત્યે એવો પ્રેમ ઉત્પન્ન થયો કે ત્યાર પછીનાં ચાળીસ વર્ષમાં વધ્યો છે કે નહિ એ કહેવું મુશ્કેલ થઇ પડે.

વળી તેણે એમ પણ કહ્યું કે હું તે વખતે ખજાનચી મી. ફ્યુઅર્ટનો પટાવાળો હતો, અને હું એવો તો ઢંગધડા વગરનો માણસ હતો કે મારા હાથમાં જે કંઇ આપવામાં આવતું તે પડીને ભાંગી જતું. આ કારણથી અને તેના બીજા દોષને લીધે તેને બરાબર શિક્ષા થાય એમ ધારીને તેણે એક મઠમાં સાધુ તરીકે દાખલ થવાની ઇચ્છા બતાવી; પણ તેની તે આશા પુરી થઈ નહિ, કારણકે મઠમાં શિક્ષાને બદલે તેને સંતોષ પ્રાપ્ત થયો.

તેણે વળી કહ્યું કે, આપણે પ્રભુની સાથે નિરંતર પરિચય પાડવો કે જેથી કરીને આપણને તેના સાન્નિધ્યનું ભાન સદા રહે. આપણે નજીવી અને હલકી વસ્તુઓને માટે પ્રભુનો પરિચય છોડી દઇએ છીએ એ ખરેખર શરમાવા જેવું છે.

વળી આપણે પ્રભુ વિષેના ઉંચા ઉંચા વિચાર કરીને આપણા આત્માને તૃપ્ત કર્યાં કરવા; આપણા આવા વિચારોથી આપણા હૃદયમાં પ્રભુ પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થશે, અને આપણને ઘણો આનંદ પ્રાપ્ત થશે.

આપણે આપણો વિશ્વાસ જાગૃત અને સચેત કરવો જોઇએ. આપણામાં તે એટલો બધો ઓછો છે એ

ખેદજનક વાત છે, અને એ પણ ખેદજનક છે કે માણસો પોતાના જીવન ગાળવાના મુખ્ય નિયમ તરીકે વિશ્વાસને તરછોડીને નજીવાં સાધન, આજ એક તો કાલે બીજું, એવાં સાધનમાં પડી રહીને આનંદ માણે છે. વિશ્વાસનો માગ એજ ખ્રીસ્તી મંડળીનો આત્મા છે, અને તેથીજ આપણે આત્મિક જીવનમાં આગળ વધી શકીએ છીએ.

તેણે વળી કહ્યું કે, આપણે દૈહિક અને આત્મિક એ બન્નેની સર્વ બાબતોમાં પ્રભુને પૂર્ણ રીતે આધીન થવું જોઇએ, અને તેનીજ ઇચ્છા પૂર્ણ કરવામાં આપણું સુખ શોધવું જોઇએ, પછી તે ભલે આપણને દુઃખને માર્ગે લઇ જાય કે સુખને માર્ગે લઇ જાય, કારણ કે ખરેખરા આધીન થએલા આત્માને એ બધું સમાન છે. વળી જ્યારે હૃદયમાં શુષ્કતા હોય અથવા પ્રાર્થનામાં જડતા દેખાતી હોય, અથવા તે કરવામાં મુશ્કેલી લાગતી હોય તેવા કાળમાં કે જ્યારે પ્રભુ પ્રત્યેના આપણા પ્રેમની તે પરીક્ષા કરે છે ત્યારે તેને વિશ્વાસુ રહેવાની જરૂર છે; અને ત્યારેજ સમર્પણનાં સારાં અને સફળ કાર્યો કે જેમાંનુ એકાદ પણ ઘણી વખત આપણી આત્મિક ઉન્નતિને ઘણી વધારે છે તેવાં કાર્યો કરવાનો વખત છે.

દુનિયામાંનાં દુઃખ અને પાપ વિષે જ્યારે તે સાંભળતો ત્યારે તેથી તેને કાંઇ વિશેષ આશ્ચર્ય લાગતું નહિ; એટલુંજ

નહિ પણ ઉલટું તેને દુનિયાના પાપી લોકોમાં ઝેર અને વેર વગેરે જોતાં નવાઇ એ લાગતી કે તેમનાં દુઃખ વધારે હોતાં નથી; તો પણ તે પોતે તો તેમને માટે પ્રાર્થના કરતો હતો અને એમ જાણતો હતો કે તેઓ જે કંઇ અનર્થો અને નુકશાન કરે તે બધાં પ્રભુ પોતાને યોગ્ય લાગે ત્યારે તે દૂર કરવાને સમર્થ છે, અને તેથી તે તે વિષે કાંઇ વધારે ચિંતા કે પરવા કરતો નહિ.

આ ઉપરાંત તેણે મને કહ્યું કે પ્રભુ ઇચ્છે છે એવી આધીનતા પામવા માટે આપણા મનોવિકાર, કે જે સ્થૂળ વસ્તુઓમાં તેમજ આત્મિક વસ્તુઓમાં ભળી જાય છે, તેના ઉપર આપણે બહુ કાબુ રાખવો જોઇએ; અને જે લોકો પ્રભુની સેવા કરવાને ખરેખર ઇચ્છે છે તેમને તે મનોવિકાર સંબંધી પ્રભુ સમજણ પાડે છે. વળી તેણે મને કહ્યું કે જો મારી ઇચ્છા ખરી રીતે પ્રભુની સેવા કરવાની હોય તો મારે તેની પાસે મને ગમે તેટલી વખત આવવામાં આંચકો ખાવો નહિ, અને મારા તેમ કરવાથી રખેને તેને કંઇ હરકત થશે એમ મનમાં ધારવું નહિ; પણ જો મારી ઇચ્છા એવી ન હોય તો મારે તેને ફરીથી મળવાની જરૂર નથી.

## વાતચીત બીજી.

### સપ્ટેમ્બર ૨૮, ૧૬૬૬.

તેણે મને કહ્યું કે પોતાના સ્વાર્થનો વિચાર કર્યા વિના તે હમેશાં પ્રેમથી દોરાયો હતો; અને તેણે પ્રભુનો પ્રેમ એ પોતાનાં સર્વ કાર્યનો હેતુ રાખવાનો નિશ્ચય કર્યો હતો ત્યારથી તેને તેમ કરવાથી સંતોષ પામવાનું ઘણું કારણ હતું, અને એમ પણ કહ્યું કે બીજું કાંઇ પણ નહિ (પ્રભુનાં દાનો પણ નહિ), પણ માત્ર પ્રભુનેજ શોધવા માટે તેના પ્રેમને અર્થે તે ભોંય ઉપરથી એક તણખલું ઉપાડે તો તેથી તેને બહુ આનંદ થતો હતો.

તેનો પોતાનો આત્મિક રીતે નાશ થયો છે એવી તેને ઘણા વખતથી પકી ખાત્રી થએલી હોવાથી તેને બહુ દુઃખ થતું હતું, અને તે ખાત્રી તેના મનમાં એવી તો દૃઢ થઇ ગઇ હતી કે આખી દુનિયાના માણસો પણ તે તેના મનમાંથી કાઢી શકે નહિ; પણ તેણે તે વિષે પોતાનું મન એવી રીતે વાળ્યું હતું કે "હું પ્રભુના પ્રેમ શિવાય બીજા કોઇ પણ કારણથી ધાર્મિક જીવનમાં ઉતર્યો નથી. અને મેં તેનેજ અર્થે સર્વ કાંઇ કરવાનો પ્રયત્ન કર્યો છે; મારૂં ગમે તે થાઓ, ભલે મારો નાશ થાઓ કે ઉદ્ધાર થાઓ, તો પણ હું સર્વદા કેવળ પ્રભુના પ્રેમને અર્થેજ સર્વ કાર્યો કરતો રહીશ. આમ

કરવાથી મને આટલો તો લાભ થશેજ કે મૃત્યુ પર્યંત પ્રભુને ચાહવા માટે મેં મારાથી બને તેટલું કર્યું છે." આ પ્રકારનું દુઃખ તેના મનમાં ચાર વર્ષ સુધી થયા કરતું હતું અને તે દરમ્યાન તેને બહુ સહેવું પડયું હતું.

પણ ત્યાર પછી તેણે પોતાની જીંદગી પુરા સ્વાતંત્ર્યથી અને અખંડ આનંદમાં ગાળી હતી. તેણે પોતાનાં પાપ પોતાની અને પ્રભુની વચ્ચે મુકયાં હતાં અને તે એટલા માટે કે તેમ કરીને તે પ્રભુને એમ કહેવા માગતો હતો કે તે પોતે પ્રભુનાં કૃપાદાન પામવાને માટે યોગ્ય નહોતો ; તોપણ પ્રભુ તેને તે કૃપાદાનો પુષ્કળતાથી આપ્યા કરતો હતો

પ્રભુની સાથે નિરંતર વાતચીત કરવાની અને આપણે જે કાંઇ કરીએ તે તેને અર્થેંજ કરવાની ટેવ પાડવા માટે આપણે પહેલાં તો તેની પાસે જવાનો અભ્યાસ પાડવો જોઇએ ; આ પ્રમાણે થોડો વખત યત્ન કર્યાં પછી તેનો પ્રેમ આપણને કાંઇ પણ મુશ્કેલી શિવાય તેમ કરવાને દોરશે.

જે સુખના દિવસો પ્રભુએ તેને આપ્યા હતા તેઓ પછી દુઃખના દિવસો તેના ઉપર આવશે એમ તે માનતો હતો, પણ તે સંબંધી તે નિશ્ચિત રહેતો હતો, કારણ કે તે નિશ્ચે જાણતો હતો કે તે પોતાની મેળે કાંઇ પણ કરવાને અશકત હોવાથી તેને પોતાનું દુઃખ સહન કરવાને જે બળ જોઇશે તે પ્રભુ નક્કી આપશે.

જ્યારે જ્યારે કોઇ પણ સત્કાર્ય કરવાની તક તેને મળતી ત્યારે ત્યારે તે પ્રભુ તરફ વળતો અને પ્રાર્થના કરતો કે "હે પ્રભુ, જો તું મને શક્તિ નહિ આપે તો આ કાર્ય મારાથી થશે નહિ." અને આવી રીતે પ્રાર્થના કર્યાં પછી તેને જોઇએ તે કરતાં પણ વધારે શક્તિ મળતી હતી.

જ્યારે તે પોતાના કર્તવ્યમાં ચુકતો ત્યારે તે પોતાનો દોષ કબુલ કરતો અને પ્રભુને કહેતો કે, "હે પ્રભુ, જો તું મને મારાજ ઉપર આધાર રાખીને રહેવા દઇશ તો મારાથી આમજ થશે. એકલો તુંજ મને પડતો અટકાવી શકે છે અને જે કાંઇ અવળું હોય તે સીધું કરી શકે છે." અને ત્યાર પછી તે તેના વિષે બેફિકર રહેતો.

આપણે પ્રભુની સાથે પુરેપુરી સરળતાથી વર્તવું જોઇએ, તેને ખુલ્લા દિલથી બધું કહેવું જોઇએ, અને આપણાં સર્વ કાર્યોમાં પગલે પગલે તેની સહાયતા માગવી જોઇએ. જો આપણે આમ કરીએ તો પ્રભુ આપણને જોઇતી સહાય સદા આપે છે એ તેનો પક્કો અનુભવ હતો.

થોડા વખત પહેલાં બરગંડી નામના પરગણામાં તેને પોતાના સાધુમંડળ માટે દ્રાક્ષરસ ખરીદવાને માટે મોકલવામાં આવ્યો હતો. જોકે આ કાર્ય તેને જરા પણ ગમતું નહોતું, કારણ કે માલ કેમ ખરીદ કરવો તે તેને આવડતું

નહોતું, અને વળી તે અપંગ હતો, તેથી વહાણમાં પીપો ઉપર થઇને ચાલવાને બદલે તેને ગબડતા ગબડતા જવું પડતું, તોપણ તેને પોતાની અગવડ સંબંધી અથવા દ્રાક્ષરસની ખરીદી સબંધી કાંઇ પણ ચિંતા થતી નહોતી. તેણે પ્રભુને કહ્યું કે, "હે પ્રભુ, આ તો તમારૂં કાર્ય છે," અને એ કાર્ય પણ બહુ સારી રીતે પાર પડ્યું. વળી તેને ઓવેર્ન નામના પરગણામાં પણ તેજ કામને માટે આગલે વર્ષે મોકલવામાં આવ્યો હતો, અને જોકે તે કાર્ય કેવી રીતે પાર પડ્યું તેની તેને બરાબર ખબર નહોતી. પણ તે બરાબર પાર પડ્યું હતું એટલું તો તે ખાત્રીપૂર્વક કહી શકતો હતો.

તેવીજ રીતે તેના રસોડાનાં કાર્યો કે જેના પ્રત્યે તેને ઘણો અણગમો હતો તેના સંબંધમાં તે બધું પ્રભુના પ્રેમને અર્થે અને પોતાનું કામ સારૂં થાય તેને માટે પ્રભુની કૃપા મેળવવા માટે પ્રાર્થના કરતો હોવાથી છેલ્લાં પંદર વર્ષ દરમ્યાન તેને તે કામ બહુ સરળ લાગ્યું હતું.

જે રસોઇના કામમાં તે અત્યારે લાગેલો હતો તે કામથી તે ઘણો ખુશી હતો; પણ તે તેને છોડી દેવાને પણ તેટલોજ તૈયાર હતો, કારણકે દરેક અવસ્થામાં પ્રભુના પ્રેમને અર્થે નાનાં નાનાં કાર્યો કરવામાં તેને સદા આનંદ થતો.

તેને પ્રાર્થનાનો વખત બીજા વખતથી કંઇ જુદો નહોતો. તે તેના ઉપરીના હુકમ પ્રમાણે પ્રાર્થના કરવા માટે એકાંતમાં

જતો ખરો, પણ તેને એવા એકાંતની જરૂર નહોતી, કારણ કે તેનું મોટામાં મોટું કાર્ય પણ તેને પ્રભુથી વેગળો કરતું નહોતું.

સર્વ વાતમાં પ્રભુને ચાહવો એ તેનું કર્તવ્ય છે એમ તે જાણતો હતો, અને તેમ કરવાને તે પ્રયત્ન કરતો હતો, તેથી તેને કોઇ માર્ગદર્શક ગુરૂની જરૂર પડતી નહોતી; પણ માત્ર પોતાનાં પાપની ક્ષમા વિષે ખાતરી આપનારની જરૂર હતી. તેને પોતાના દોષ વિષે પક્કી ખબર હતી, પણ તેથી તે નિરાશ થતો નહોતો. પ્રભુની આગળ તે પોતાનાં પાપ કબુલ કરતો હતો, પણ પોતાનાં પાપ માફ થાય એવા હેતુથી તે પ્રભુની આગળ બ્હાનાં કાઢતો નહોતો; અને પછી તે શાંતિથી પ્રેમનાં અને આરાધનાનાં કાર્યો પાછાં ચાલુ કરતો.

વળી તેના મનના દુઃખમાં તે કોઇની સલાહ લેતો નહિ, પણ પ્રભુ તેની પાસે છે એવું તે વિશ્વાસથી જાણતો હોવાથી તે પોતાનાં સર્વ કાર્ય તેના પ્રત્યે અદા કરીને સંતોષ પામતો, એટલે ગમે તે થાય તોપણ પ્રભુનેજ પ્રસન્ન કરવાની ઈચ્છાથી તે સર્વ કાંઇ કરતો.

તેનું કહેવું એમ હતું કે ભટકતા વિચારોથી બધું બગડે છે, અને ખરૂં નુકશાન તેથીજ થાય છે, અને તેથી કરીને આપણે જે કાંઈ વાત હાથમાં લીધી હોય તેના સંબંધમાં, અથવા તો આપણા મોક્ષના સંબંધમાં, આવા વિચારો આપણી

આડે આવતા જોઇએ કે તુરતજ આપણે તેમને દૂર કરવાને સાવધાન રહેવું જોઇએ, અને તેમ કરીને પ્રભુ સાથેનો આપણો મેળાપ પાછો ચાલુ કરવો જોઇએ.

પહેલાં તો તેણે પ્રાર્થનાને માટે નક્કી કરેલો વખત આવા આડાઅવળા વિચારો દૂર કરવામાં અને ફરી ફરીને પાછા તેમાંજ પડવામાં ગાળ્યો હતો. પોતાની ઉપાસનાનું કાર્ય જેવી રીતે કેટલાક નિયમમાં રાખે છે તેમ તે કરી શકતો નહિ, તોપણ પહેલાં થોડાક કાળ સુધી તે ધ્યાન કરી શકયો હતો, પણ પાછળથી તે ન જાણી શકે તેમ તેની તે સ્થિતિ અસલના જેવી થઇ હતી.

દેહદમનનાં સર્વ કાર્યો અને તેના જેવાં બીજાં સાધનનું લક્ષ્ય પ્રભુની સાથેના પ્રેમથી ઐક્ય પામવાનું ન હોય તો તે નકામાં છે એમ તે માનતો હતો, ને તેથી તેને ટુંકામાં ટુંકો માર્ગ એજ માલુમ પડયો કે પ્રેમના નિરંતર અભ્યાસથી અને બધું પ્રભુનેજ અર્પ કરીને આપણે તેની પાસે સીધેસીધા જવું.

બુદ્ધિનાં કાર્યો અને ઇચ્છાનાં કાર્યો વચ્ચેનો મોટો ભેદ આપણે બરાબર જાણવો જોઇએ. બુદ્ધિનાં કાર્યો ઘણેભાગે કામનાં નથી અને ઇચ્છાનાં કાર્યો એજ કામનાં છે એ જાણવું જોઇએ. આપણું એકજ કાર્ય તો, પ્રભુને ચાહવાનું અને તેનામાંજ આનંદ પામવાનું છે, એમ સમજવું.

દેહદમનનાં બધાં કાર્યો જો પ્રભુ ઉપરના પ્રેમ વગરનાં હોય તો તેથી આપણા એકે પાપનો નાશ થતો નથી. આથી કરીને આપણે જરા પણ ફિકર રાખ્યા વિના ઇસુ ખ્રીસ્તના લોહીથી આપણાં પાપની માફી પામવાની આશા રાખવી, અને તેને આપણા પૂર્ણ અંતઃકરણથી ચાહવાને પ્રયત્ન કરવો. પ્રભુ મોટામાં મોટા પાપીને સૌથી મોટાં કૃપાદાનો આપે છે અને તેમ કરીને પોતાની દયાની વિશેષતા દેખાડી આપે છે.

આધ્યાત્મિક અવસ્થામાં જે સુખ કે દુઃખ આપણે ભોગવીએ છીએ તેની સાથે આ દુનિયાનું મોટામાં મોટું સુખ કે દુઃખ સરખાવવા લાયક નથી, એમ તે માનતો હતો. આ કારણથી તેને કશાને માટે ચિંતા નહોતી, અને ભય પણ નહોતો, અને તે પ્રભુ પાસે માત્ર એકજ વસ્તુ માગતો, અને તે એ હતી કે તે પ્રભુને કોઇ રીતે નારાજ ન કરે.

તેના અંતઃકરણમાં કોઇ જાતના ડંખ વાગતા નહોતા, કારણ કે તેણે કહ્યું કે જ્યારે જ્યારે હું મારા કર્ત્તવ્યમાં ચુકું છું ત્યારે હું તરતજ તે કબુલ કરૂં છું, અને કહું છું કે મારાથી તો હમેશાં આમજ થાય છે; જો મને પ્રભુની સહાય નહિ મળે તો મારાથી બીજું કંઇ થાયજ નહિ. જ્યારે હું ચુકી જતો નથી ત્યારે હું પ્રભુનો ઉપકાર માનું છું અને કબુલ કરૂં છું કે તે તેનીજ કૃપાથી થયું છે.

## વાતચીત ત્રીજી.

### નવેમ્બર ૨૨, ૧૬૬૬.

તેણે મને કહ્યું કે તેનામાં આત્મિક જીવનનો પાયો એ તો વિશ્વાસમાં પ્રભુ વિષે ઉચ્ચ વિચાર રાખવો અને તેના પ્રત્યે ઉચ્ચ માન ધરવું એ હતો. એક વાર તેણે આ વિચાર બરાબર બાંધ્યો હતો, અને ત્યાર પછી તેને કોઇ પણ જાતની ચિંતા રહી નહોતી. અને તે શિવાય જો કોઇ વિચાર તેને આવે તેને તે વિશ્વાસુપણાથી દૂર કરતો, કે જેથી તે તેનાં બધાં કાર્યો માત્ર પ્રભુના પ્રેમને અર્થેજ કરી શકતો. જો કોઇ વખત થોડા કાળ સુધી તેણે પ્રભુ વિષે વિચાર કર્યો ન હોય તેથી તે કાંઇ ગભરાઇ જતો નહિ; પણ પ્રભુની આગળ તે પોતાની દુઃખી અવસ્થા કબુલ કરતો અને જેટલે અંશે તે પ્રભુને ભુલીને દુઃખી બન્યો હોય તેટલે અંશે વધુ ભરોસાથી તે પ્રભુ પાસે જતો.

પ્રભુ પર આપણે જે ભરોસો રાખીએ છીએ તેથીજ આપણે તેને ખરૂં માન આપીએ છીએ, અને તેથી આપણે ઘણાં કૃપાદાનો પામીએ છીએ.

પ્રભુ આપણને છેતરે એ અશક્ય છે, એટલુંજ નહિ પણ જો કોઇ આત્માએ તેનું પુરેપુરૂં શરણ લીધું હોય અને તેને અર્થે બધું સહન કરવા તૈયાર થયો હોય તો પ્રભુ તેને લાંબા વખત સુધી દુઃખી થવા દે એ પણ અશક્ય છે.

વળી તેણે એમ પણ કહ્યું કે તેણે સર્વ સંજોગોમાં પ્રભુની દિવ્ય કૃપાની સહાયતા એટલી બધી વાર અનુભવી હતી કે તેજ અનુભવથી જ્યારે જ્યારે તેને કાંઇ કરવાનું હોય ત્યારે ત્યારે તે તેનો આગળથી વિચાર કરતો નહિ, પણ તે કરવાનો વખત આવે ત્યારે તે કરવા માટે તેને જે કાંઇ વસ્તુની જરૂર હોય અથવા તેને જે કાંઇ કરવું ઘટે તે બધું આરસીની માફક તેને પ્રભુમાં ચોકખેચોકખું દેખાતું. વળી કેટલોક વખત થયાં તે એવી રીતેજ વર્તતો હતો, અને તેથી તેને કાંઇ ચિંતા કરવી પડતી નહોતી. પણ ઉપર વર્ણવેલો અનુભવ તેને થયા પહેલાં તેને પોતાના કામ સંબંધી બહુ ચિંતા અને કાળજી થતી હતી.

જ્યારે તે કોઇ કામ કરતો હોય ત્યારે તેને તે કામનું બહુ ભાન રહેતું નહિ, તેમ જ્યારે કામ કરી રહેતો ત્યારે તેણે શું શું કર્યું હતું તે પણ તેને યાદ રહેતું નહોતું; ખાણા ઉપરથી ઉઠયા પછી તેણે શું ખાધું હતું તેની પણ તેને ખબર રહેતી નહોતી; પણ તે જે કાંઇ કરતો તે બધું માત્ર એકજ હેતુથી, એટલે પ્રભુના પ્રેમને અર્થેજ કરતો, અને પ્રભુ તે કામ પાર પાડતો, અને એવાં એવાં તેના જીવનમાંનાં અનેકાનેક કાર્યો પાર પાડતો તેને માટે તે તેનો ઉપકાર માનતો હતો.. તે જે કંઇ કરતો તે બધું બહુ સાદાઇથી કરતો.. અને તે એવી રીતે કે જેથી કરીને પ્રભુની પ્રેમાળ સાન્નિધ્યમાં તે સર્વદા સ્થિર રહેતો.

જ્યારે કોઇ બહારના કાર્યને લીધે તેનું મન પ્રભુના વિચારથી સહેજ પણ દૂર થતું કે તરતજ પ્રભુ તરફથી તેનું તાજું સ્મરણ તેના અંતરમાં વ્યાપી રહેતું, અને તેથી તેનું મન એટલું તો ઉત્સાહમાં અને આનંદમાં આવી જતું કે પોતાના મનને તે આનંદના વેગમાં રોકી રાખવું એ તેને માટે મુશ્કેલ થઇ પડતું.

વળી તેણે એમ પણ કહ્યું કે જ્યારે તે એકાંતમાં પ્રાર્થના કરવા માટે જતો ત્યારે તેનું મન જેટલું પ્રભુની સાથે જોડાએલું રહેતું તેના કરતાં જ્યારે તે સાધારણ કામકાજમાં રોકાએલો રહેતો ત્યારે તો વધારે જોડાએલું રહેતું, અને એકાંત પ્રાર્થનાથી ઘણી વખત તેને આત્મિક તાજગી મળતી નહોતી, એવો તેનો અનુભવ હતો.

તેને શરીરનું કે મનનું કંઇ મોટું દુઃખ ભવિષ્યમાં થવાનું હતું એવું તે માનતો હતો; અને કે પ્રભુનું ભાન કે જે તેણે આટલા બધા વખત સુધી સુખથી અનુભવ્યું હતું તે ખોવાઇ જાય એ કરતાં કોઇ પણ દુઃખ મોટું હોય નહિ; પણ તેના મનમાં એવી પણ ખાત્રી હતી કે પ્રભુ એટલો બધો ભલો છે કે તે મને કદિ પણ તજી દેશે નહિ, અને મારા ઉપર જે કંઇ દુઃખ આવી પડવા દેશે તે સહન કરવાનું બળ આપશે. આથી કરીને તેને કોઇ જાતનો ડર લાગતો નહોતો અને તેને પોતાના આત્મા સંબંધી કોઇ માણસની સલાહ લેવાની જરૂર

રહી નહોતી, અને જ્યારે જ્યારે તે કોઇની સલાહ લેવાનો પ્રયત્ન કરતો હતો ત્યારે તેનું મન વધારે ગુંચવણમાં પડી જતું, અને પ્રભુના પ્રેમને અર્થે તે પોતાની જીંદગી આપી દેવાને તૈયાર હતો, તેથી તેને કંઇ ડર લાગતો નહોતો. વળી આપણું સર્વસ્વ પ્રભુના હાથમાં સોંપવું ને તેને પુરેપુરા આધીન રહેવું એજ સ્વર્ગે જવાનો ખરો માર્ગ છે, ને તેમ કરીએ તો સર્વે પ્રસંગોએ આપણને પુરતું જ્ઞાન સર્વદા મળતું રહે છે.

આપણા આત્મિક જીવનની શરૂઆતમાં આપણે આપણું કર્તવ્ય કરવામાં અને સંયમી જીવન ગાળવામાં વિશ્વાસુ રહેવું જોઇએ; એમ થાય તો પછી આપણને અવર્ણનીય આનંદ પ્રાપ્ત થાય છે. જ્યારે આપણને મુશ્કેલીઓ નડે ત્યારે આપણે ઇસુ ખ્રીસ્તને શરણે જવું અને તેની કૃપા કે જે વડે બધું સહેલું થાય છે તે માગવી.

ઘણા લોકો આ ખ્રીસ્તી અનુભવમાં આગળ વધતા નથી તેનું કારણ એ છે કે તેઓ પ્રાયશ્ચિત્તકર્મમાં અને એવાં એવાં બીજાં બાહ્ય સાધનોમાં રોકાઇ રહે છે, અને પ્રભુનો પ્રેમ કે જે મુખ્ય હેતુ છે તેને બાજુએ મુકી દે છે. તેમના જીવનમાં અને કાર્યમાં આ ચોકએચોકખું દેખાઇ આવે છે, અને તેને લીધે તેમનામાં બહુ આત્મિક ફળ દેખાતાં નથી.

વળી પ્રભુ પાસે જવામાં નથી જ્ઞાનની જરૂર કે નથી કળાની જરૂર, પણ માત્ર દૃઢ નિશ્ચયવાળું હૃદય કે જે પ્રભુ શિવાય બીજી કોઇ વસ્તુને વળગી રહેવા તૈયાર ન હોય અને માત્ર તેના પરજ પ્રેમ કરવાને તત્પર હોય એની જરૂર છે.

## વાતચીત ચોથી.

નવેમ્બર ૨૫, ૧૬૬૭.

તેણે મારી સાથે તેના પ્રભુ પાસે જવાની રીતના સંબંધમાં ઘણા ભાવથી અને ખુલ્લા દિલથી કેટલીક વાતચીત કરી હતી, જેમાંનો કેટલોક ભાગ હું આગળ કહી ગયો છું.

તેણે મને કહ્યું કે જો આપણે અતિ સરળતાથી અને સાદાઇથી પ્રભુ સાથે નિરંતરનો પરિચય પાડવા ઇચ્છતા હોઇએ તો આપણે આપણામાં જે કાંઇ એવું હોય કે જે આપણને પ્રભુ તરફ દોરી લઈ જતું ન હોય તે બધાનો અંતઃકરણપૂર્વક ત્યાગ કરવો, એમાંજ બધું આવી રહેલું છે. આપણે માત્ર પ્રભુ આપણી પાસે ઘણી નિકટ રીતે રહે છે એ જાણવાની જરૂર છે, અને એમ જાણીને આપણે દરેક પળે તેની પ્રાર્થના કરવી જોઇએ કે જે કંઇ બાબતમાં આપણને શંકા હોય તેમાં તેની ઇચ્છા શી છે તે જાણવાની, અને જે કોઇ કાર્ય આપણને એમ ચોકખેચોકખું લાગે કે તે આપણી પાસે કરાવવા માગે છે તે કાર્ય બરાબર કરવા માટે તે આપ-

ણને સહાયતા આપે. આ પ્રમાણે, તેની ઇચ્છાને અનુસરતાં જે કાર્યો આપણે કરીએ ત્યાર પહેલાં તે તેને અર્પી દેવાં, અને જ્યારે આપણે તેઓને કરી રહીએ ત્યારે તેને માટે તેનો ઉપકાર માનવો.

પ્રભુ સાથેના આવા પરિચયમાં આપણે તેની અત્યંત ભલાઇ અને સંપૂર્ણતા માટે તેની સ્તુતિ અને તેનું આરાધન કરવામાં અને તેના પર નિરંતર પ્રેમ કરવામાં પણ લાગુ રહીએ છીએ.

આપણે આપણાં પાપને લીધે નિરાશ નહિ થતાં તેની કૃપાને માટે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના અપાર પુણ્ય ઉપર આધાર રાખીને પ્રાર્થના કરવી જોઇએ. વળી તેણે એમ પણ કહ્યું કે પ્રભુ આપણને આપણા પ્રત્યેક કાર્યમાં પોતાની કૃપા આપ્યા વગર રહેતો નથી. આ વાતનું તેને બરોબર ભાન થયું હતું, અને તેથી તે કદી પણ પ્રભુની કૃપા પામ્યા વગર રહેતો નહિ. માત્ર જ્યારે તેના વિચારો પ્રભુના સાન્નિધ્યના ભાનમાંથી ખસી જાય અથવા તો તેની સહાયતા માટે તેને પ્રાર્થના કરવાનું ભુલી જાય ત્યારેજ તે કૃપા તેને મળતી નહોતી.

જો આપણે પ્રભુનેજ ખુશી કરવા ઇચ્છતા હોઇએ અને માત્ર તેના પ્રેમને અર્થેજ સર્વ કાર્ય કરતા હોઇએ તો આપણે

ગુંચવણમાં પડીએ તે વખતે આપણને તે પ્રકાશ આપ્યા વગર કદી રહેતો નથી.

આપણું પવિત્રીકરણ તે આપણાં કાર્યો બદલવા ઉપર આધાર રાખે છે એમ તો નહિ, પણ આપણાં સાધારણ કામ-કાજ કે જે ઘણું કરીને આપણે પોતાને માટેજ કરીએ છીએ તે પ્રભુને અર્થે કરવામાંજ રહેલું છે. ઘણા લોકો સાધ્ય વસ્તુને ભુલી જઇને સાધનમાં ગુંથાઇ રહે છે, અને અમુક કાર્યો કે જેને તેઓ પોતાના માનુષી સ્વભાવને લીધે અથવા સ્વાર્થને લીધે બહુ અપૂર્ણ રીતે કરે છે તેવાં કાર્યોને વળગી રહે છે તે ખરેખર શોચનીય છે.

વળી તેણે એમ પણ કહ્યું કે પ્રભુની પાસે જવાનો સર્વોત્તમ માર્ગ જે તેને જડયો હતો તે એ હતો કે માણસોને ખુશી કરવાની ઇચ્છા રાખ્યા વિના બનતાં સુધી માત્ર પ્રભુના પ્રેમને અર્થેજ આપણે આપણાં સાધારણ કામકાજ કરવાં.

વળી એ કે પ્રાર્થનાનો નીમેલો સમય અને બીજા સમય વચ્ચે કાંઇ ભેદ હોવો જોઇએ એવી જે સાધારણ માન્યતા છે એ તો એક જાતનો ભ્રમ છે; પ્રાર્થનાને વખતે આપણે જેટલા પ્રભુ પાસે રહેવાને બંધાએલા છીએ તેટલાજ આપણે સાધારણ કાર્ય કરતી વખતે પણ તેની પાસે રહેવાને બંધા-એલા છીએ.

પ્રાર્થના વિષેનો તેનો વિચાર એવો હતો કે પ્રાર્થના એ પ્રભુના સાન્નિધ્યના ભાન શિવાય બીજું કાંઇ નથી, અને તે સમયે તેનો આત્મા પ્રભુના પ્રેમ શિવાય બીજી બધી વાતો ભૂલી જતો. જ્યારે પ્રાર્થનાનો નીમેલો વખત આવતો ત્યારે તેને કાંઇ ખાસ ભેદ માલમ પડતો નહોતો, કારણ કે તે નિરંતર પ્રભુની સાથે રહેતો, અને પોતાના પુરા બળથી તે તેની સ્તુતિ કરતો અને તેને ધન્યવાદ દેતો; અને આથી તેનું જીવન હમેશાં આનંદમાં રહેતું; તોપણ તેને એવી આશા હતી કે પોતે જ્યારે વધારે સબળ થશે ત્યારે પ્રભુ તેના પર કંઇક દુઃખ આવવા દેશે.

આપણે આપણો બધો ભરોસો પ્રભુ પર હમેશને માટે અંતઃકરણપૂર્વક રાખવો જોઇએ, અને તે આપણને ઠગશે નહિ એવું નિશ્ચે માનીને આપણે પોતાને તેના હાથમાં પુરેપુરી રીતે સોંપી દેવા જોઇએ.

પ્રભુના પ્રેમને અર્થે નાનાં નાનાં કાર્યો કરવામાં આપણે થાકવું જોઇએ નહિ, કારણકે કામ મોટું છે કે નાનું છે તે તે જોતો નથી, પણ કેટલા પ્રેમથી તે કરવામાં આવ્યું છે તે તે જુએ છે. જો આપણે શરૂઆતમાં આપણા પ્રયત્નમાં પાછા પડીએ તો તેથી આપણે નવાઇ પામવી નહિ, પણ આમ કરતાં કરતાં આપણે કામ કરવાની એવી ટેવ પાડવી કે જેથી કરીને આપણાથી આવાં કાર્યો કાળજી રાખ્યા વગર સ્વા-

ભાવિક રીતે થાય અને તેથી આપણે ઘણો આનંદ પામીએ.

ધર્મનું બધું તત્ત્વ વિશ્વાસ, આશા અને પ્રેમમાં રહેલું છે; આ ત્રણના અભ્યાસથી આપણે પ્રભુની ઇચ્છા સાથે જોડાઇએ છીએ. એ શિવાય બીજું બધું જતું કરવાનું છે અને માત્ર સાધન તરીકે તેને વાપરવાનું છે, અને તે એવા હેતુથી કે આપણે આપણી સાધ્ય વસ્તુને પહોંચીએ ત્યારે આપણે વિશ્વાસ અને પ્રેમથી તેની સાથે ભળી જઇએ.

જે કોઇ વિશ્વાસ રાખે છે તેને માટે બધું શકય છે, જે આશા રાખે છે તેને માટે બધું ઓછું મુસ્કેલ થાય છે, અને જે કોઇ પ્રેમ રાખે છે તેને બધું વિશેષ સહેલું લાગે છે, અને જે કોઇ આ ત્રણે ગુણનો અભ્યાસ ખંતથી કરે છે તેને માટે તો બધું સહેલું થાય એમ છે.

જે લક્ષ્ય આપણે આપણી આગળ રાખવાનો છે તે એ છે કે આપણે જેમ સ્વર્ગમાં પ્રભુના પૂર્ણ ઉપાસક થવા ઇચ્છીએ છીએ તેવા આ જીવનમાં પણ થવા સારૂ યત્ન કરવા.

જ્યારે આપણે આત્મિક જીવનમાં ઉતરીએ ત્યારે પહેલાં તો આપણે કેવા છીએ તેનો પુરો વિચાર કરવો, અને પછી આપણે એમ જાણવું કે આપણે પૂર્ણ તિરસ્કારને પાત્ર છીએ, અને ખ્રીસ્તી કહેવરાવવાને પણ યોગ્ય નથી; વળી

આપણે એટલા બધા અબળ છીએ કે બધી જાતનાં દુઃખો આપણા ઉપર આવી પડે છે, અને આપણી તંદુરસ્તીમાં, આપણી મનોવૃત્તિઓમાં, અને આપણી ધારણાઓ પાર પાડવામાં આપણને અગણિત અવરોધો નડે છે. ટુંકામાં, આપણે એવા છીએ કે જેઓને પ્રભુ અંતરમાં અને બહાર ઘણાં દુઃખ અને કષ્ટ આપીને દિન કરવા માગે છે. આપણી આવી સ્થિતિ છે એ જો આપણે બરાબર જાણીએ તો પછી બીજા માણસો તરફથી આપણા ઉપર હરેક જાતની હરકતો, મુસીબતો, વિઘ્નો, દુઃખો વગેરે આવી પડે તો તેમાં આપણને નવાઇ પામવા જેવું કંઇ નથી, તેથી ઉલટું આપણે તેમને આધીન થવું જોઇએ, અને તેમના તરફથી જે કંઇ માથે આવી પડે તે બધુ પ્રભુને ગમે તેટલો વખત આપણા આત્માના કલ્યાણને માટે છે એમ ગણીને તે સહન કરવું.

જેમ જેમ આપણે સર્વ વાતે સંપૂર્ણ થવા ઇચ્છીએ છીએ તેમ તેમ આપણે પ્રભુની કૃપા ઉપર વધારે આધાર રાખવો પડે છે.

એક વખતે તેની મંડળીમાંના કોઇએક, કે જેને તે પોતાના મનની વાત જણાવવા બંધાએલો હતો, તેના તરફથી પ્રભુનું આવું નિરંતરનું ભાન પોતે કેવી રીતે પામ્યો હતો તે સંબંધી પુછવામાં આવ્યું ત્યારે તેણે તેને જણાવ્યું કે તે પહેલી વાર મઠમાં આવ્યો ત્યારથીજ તેણે પોતાના વિચા-

રના અને પોતાની ઇચ્છાના લક્ષ્ય તરીકે પ્રભુનેજ ગણ્યો હતો, અને પોતાના વિચારોને તેણે પ્રભુ તરફજ દોર્યા હતા અને તેનામાંજ તેમને સમાપ્ત કર્યા હતા.

તેના શિષ્યપણાની શરૂઆતમાં ખાનગી પ્રાર્થનાનો વખત તે પ્રભુ વિષે વિચાર કરવામાં ગાળતો, અને એનું કારણ એ હતું કે તેમ કરીને તે બુદ્ધિના બળથી નહિ પણ ભક્તિભાવથી પ્રભુની હૈયાતિ વિષે પોતાના મનને ખાત્રી કરી આપે અને તે પોતાના હૃદયમાં સ્થિર કરે. આ ટુંકી પણ સચોટ રીતથી તે પ્રભુના જ્ઞાનમાં અને પ્રેમમાં દઢ થવા લાગ્યો અને તેણે એવો સુનિશ્ચય કર્યો કે તેણે પ્રભુના સાન્નિધ્યમાં નિરંતર રહેવું અને બની શકે તો તેણે પ્રભુને કદી પણ ભુલી જવો નહિ.

પ્રાર્થનાને સમયે તેનું મન અનાદ્યનંત પ્રભુ વિષે આવા મહાન વિચારથી ભરીને તે પોતાના રસોડાના કામ ઉપર જતે ; અને ત્યાં જઇને પોતાના કામના સંબંધમાં કઇ કઇ વસ્તુઓની જરૂર છે, અને કયું કામ ક્યારે અને કેવી રીતે કરવાનું છે તે બધાનો તે પહેલાં વિચાર કરતો અને ત્યાર પછીનો બાકીનો વખત કામ કરવા પહેલાં તેમ કામ કર્યા પછી પણ પ્રાર્થનામાં ગાળતો.

જ્યારે તે પોતાનું કામ શરૂ કરતો ત્યારે તે પ્રભુના બાળકને યોગ્ય એવા ભાવથી કહેતો કે, "હે મારા પ્રભુ, તું સદા મારી

સાથેજ છે, તેથી અને મારે હવે તારી આજ્ઞાને આધીન થઇને બહારના કામકાજમાં ગુંથાવાનું છે તેથી હું તને વિનંતી કરૂં છું કે તું મને તારા સાન્નિધ્યમાં રહેવા દેવાની કૃપા બક્ષ, અને હું તારા સાન્નિધ્યમાં રહી શકું તેને માટે તું મને સહાય દે અને મારાં બધાં કામ સ્વીકાર, અને મારા મનના સર્વ ભાવ કબજામાં રાખ."

જેમ જેમ તે પોતાનું કામ કર્યો જતો હતો તેમ તેમ તે પ્રભુ સાથેનો પોતાનો પરિચય ચાલુ રાખતો, તેની કૃપા માગ્યો જતો અને તેને પોતાનાં બધાં કાર્યોનું અર્પણ કર્યો જતો.

જ્યારે તે પોતાનું કામ આટોપી રહેતો ત્યારે તેણે પોતાનું કામ કેવી રીતે કર્યું હતું તે સંબંધી તે ફરી તપાસ કરતો: અને જો તેને એમ માલુમ પડે કે તેણે પોતાનું કામ સારી રીતે કર્યું હતું તો પછી તે તેને માટે પ્રભુનો ઉપકાર માનતો. જો તેને એમ લાગતું કે કાર્ય બરોબર થયું નથી તો તે પ્રભુની ક્ષમા માગતો, અને કોઇ રીતે નિરાશ થયા વિના તે પોતાના મનને પાછું ઠેકાણે લાવતો, અને પ્રભુના સાન્નિધ્યના અભ્યાસમાંથી જાણે પોતાનું મન જરા પણ ચલિત થયું ન હોય તેમ પાછો ચાલુ કરતો. તેણે કહ્યું કે, "આવી રીતે ઘણી વખત પડયા પછી પાછા ઉઠીને અને વિશ્વાસમાં અને પ્રેમમાં વારંવાર સ્થિર થઇને આખરે હું એવી અવસ્થામાં આવ્યો છું કે જેમાં આગળ જેમ પ્રભુ વિષે વિચાર કરવાનું

મારે માટે મુશ્કેલ હતું તેટલુંજ આજે તેને વિષે વિચાર નહિ કરવાનું મુશ્કેલ છે."

બંધુ લૉરેન્સને પ્રભુના સાન્નિધ્યમાં રહેવાથી એટલાં સંત્ત્વન અને આશીર્વાદ પ્રાપ્ત થયાં હતાં કે તે માર્ગ વિષે બીજાને ઉત્સાહપૂર્વક તે ભલામણ કરે એ સ્વાભાવિક હતું: પણ તેને માટે તે કોઇ પણ પ્રમાણ આપે તેના કરતાં તેનો પોતાનો દાખલો વધારે અસરકારક હતો; તેનો ચ્હેરોજ તેનું ખરૂં પ્રમાણ આપતો હતો. તેનામાં એવો તો મધુર અને શાંત ભક્તિભાવ હતો કે તે જોઇનેજ જોનારના મન ઉપર અસર થયા વિના રહે નહિ; અને એ પણ દેખાઇ આવતું હતું કે રસોડામાં ગમે તેટલી કામની ધમાલ હોય તો પણ પ્રભુનું સ્મરણ, અને પ્રભુ પ્રત્યે પોતાનો ઉચ્ચ ભાવ, તે સંભાળી રાખતો. તે ન કદિ કોઇ કામમાં ઉતાવળ કરતો કે ન ઢીલાપણું રાખતો, પણ દરેક કાર્ય યોગ્ય સમયે અને પુરા શાંત અને સ્થિર ચિત્તે કરતો. તે કહેતો કે, "કાર્યનો સમય મારે માટે પ્રાર્થનાના સમયથી કંઇ જુદી જાતનો નથી, અને હું મારા રસોડાની ધમાલ અને ગડબડમાં હોઉં, એટલે જુદા જુદા લોકો જુદું જુદું માગી રહ્યા હોય અને શોરબકોર મચાવી રહ્યા હોય ત્યારે પણ હું જેટલી શાંતિ પ્રભુભોજનનો સંસ્કાર પાળતી વખતે અનુભવું છું તેટલીજ શાંતિ અનુભવું છું."

# બંધુ લોરેન્સના પત્રો.

## પત્ર પહેલો.

મારાં પૂજ્ય માતુશ્રી,

પ્રભુના સાન્નિધ્યનું નિરંતરનું ભાન કે જે આપણા પ્રભુએ તેની દયાથી મને પમાડવું યોગ્ય ધાર્યું છે તે હું કેવી રીતે પામ્યો તે મારી પાસેથી તમે ઉત્સુકતાથી જાણુવા ઇચ્છો છો તેથી મારે તમને કહેવું જોઇએ કે તે હું તમારા આગ્રહથીજ અને તે પણ મારી મરજી હોવા ન છતાં કહું છું, અને તે પણ એટલી શરતે કે તમારે મારો પત્ર કોઇને બતાવવો નહિ. જો મારા જાણુવામાં એમ આવે કે તે કાગળ તમે કોઇને બતાવ્યો છે તો તમારી પુર્ણતાને માટે મને મોટી ઇચ્છા છે તેમ છતાં પણ હું કદી આ પત્ર તમારા પર લખું નહિ.

મારે તમને જે હેવાલ આપવાનો છે તે આ પ્રમાણે છે. પ્રભુની પાસે જવાની રીતો અને આત્મિક જીવન ગાળવાની પદ્ધતિઓ વિષે ઘણાં પુસ્તકોમાં જુદું જુદું વાંચવાથી મને એમ લાગ્યું કે આ બધાથી મારો હેતુ કે જે હું પ્રભુને પુરેપુરો સમર્પિત થાઉં એ હતો તે સધાવાને બદલે ઉલટો હું ગુંચવણુ-માં પડી જઇશ; ને આ કારણથી સર્વસ્વને માટે મેં મારૂં સર્વસ્વ આપી દેવાનો નિશ્ચય કર્યો એટલે પ્રભુને સંપૂર્ણ રીતે સમર્પિત થઇને મેં મારાં કરેલાં પાપના પ્રાયશ્ચિત્ત તરીકે તેના પ્રેમને અર્થે જે કાંઈ તેની આડે આવતું હતું તે બધું મેં

ત્યાગી દીધું: અને જાણે દુનિયામાં તેના શિવાય અને મારા શિવાય બીજું કાઇ ન હોય તેમ હું રહેવા લાગ્યો. કોઇ કોઇ વાર હું પોતાને જેમ કોઇ ગરીબ ગુન્હેગાર ન્યાયાધીશના પગ આગળ પડે તેમ હું પોતાને ગણતો; વળી કેટલીક વાર તેને મારા હૃદયમાં મારા બાપ તરીકે અને મારા પ્રભુ તરીકે જોતો; હું મારાથી બની શકે તેટલી વાર મારૂં મન તેના પવિત્ર સાન્નિધ્યમાં રાખીને અને જ્યારે જ્યારે મારૂં મન તેની પાસેથી ભટકી જાય ત્યારે તેને પાછું વાળીને તેની ભક્તિ કરતો. આ અભ્યાસમાં પહેલાં તો મને ઘણી મુશ્કેલીઓ નડતી, તોપણ તે બધી મુસીબતો વેઠીને અને મારૂં મન જ્યારે મારી ઇચ્છા વિરૂદ્ધ ભમવા લાગે ત્યારે તે વિષે બહુ ગભરાયા વગર કે ચિંતા કર્યા વગર હું તેમાં લાગુ રહેતો. પ્રાર્થનાના નિમેલે વખતે તેમજ આખો દિવસ તેજ પ્રમાણે કરવાનું મેં મારૂં મુખ્ય કામ ગણ્યું; કારણ કે બધે વખતે, હરેક કલાકે, ને હરેક પળે, મારા કામમાં હું બહુ ગુંથાયેલો હોઉં ત્યારે પણ જે કાંઇ પ્રભુ વિષેના મારા વિચારની આડે આવતું હોય તે બધાને મારા મનમાંથી હું કાઢી નાખતો.

હું ધર્મના માર્ગમાં ઉતર્યો ત્યારથી આ મારો સાધારણ અભ્યાસ થઇ રહ્યો છે; અને જોકે મેં આ બહુ અપૂર્ણ રીતે કર્યું છે તોપણ તેથી મને ઘણો લાભ થયો છે. હું જાણું છું કે આ લાભનું મૂળ માત્ર પ્રભુની દયા અને ભલાઇમાં છે, કારણ

કે આપણે તેના શિવાય કાંઇ કરી શકતા નથી; અને હું સહુના કરતાં થોડું કરી શકું છું. પણ જ્યારે આપણે તે પવિત્ર સાન્નિધ્યમાં રહેવાને અને તેને આપણા મ્હોડા આગ હમેશાં રાખવાને માટે વિશ્વાસુપણાથી તત્પર રહીએ છી ત્યારે આપણે જાણીજોઇને તેને કંટાળી જવાનું કોઈ કાર આપતા નથી, તેમ તેને નાખુશ કરે એવું કાંઇ કરતા નથ એટલુંજ નહિ પણ તેથી આપણામાં એક જાતનું પવિ સ્વાતંત્ર્ય આવે છે, અને જો એમ કહેવામાં કાંઇ ખોટું ન હે તો તેની સાથે એક જાતની મિત્રાચારી ઉત્પન્ન થાય છે કે વડે આપણને જે કૃપાની જરૂર છે તે માગીએ છીએ અને વખતે આપણું માગ્યું સફળ થાય છે. ટુંકામાં, પ્રભુના સાનિ ધ્યના અભ્યાસનાં આવાં કાર્ય વખતોવખત કરવાથી તે ક વાને આપણે ટેવાઇ જઇએ છીએ અને પ્રભુનું સાન્નિ અનુભવવાનું આપણે માટે સરળ અને સ્વાભાવિક બને તમારી ઇચ્છામાં આવે તો મારા પ્રત્યેની તેની મોટી મહે બાની માટે મારી સાથે તેનો ઉપકાર માનો. તે મહેરબા એટલી મોટી છે અને મારા જેવા અધમ પાપી ઉપર તે એટલી તો કૃપા કરી છે કે હું તેના વિષે જેટલું આશ્ચર્ય પા તેટલું ઓછું છે. સર્વથી પ્રભુની સ્તુતિ થાઓ. આમે

હું છું,

આપણા પ્રભુમાં તમારો સેવ

## પત્ર બીજો.

મારાં પૂજ્ય માતુશ્રી,

અમારી મંડળીમાંના એક જણને પ્રભુના સાન્નિધ્યના અભ્યાસથી જે અદ્‌ભુત લાભ અને નિરંતરની સહાય પ્રાપ્ત થયાં છે તે વિષે તેના વિચારો તમને જણાવવાની હું રજા લઉં છું. આપણે બન્નેએ તેનો લાભ લેવો જોઇએ.

તમારે એ જાણવું જોઇએ કે ધર્મના માર્ગમાં તેણે જે ચાળીસ કે તેથી વધારે વર્ષો ગાળ્યાં છે તે દરમ્યાન તેની નિરંતરની કાળજી એવી છે કે પ્રભુની સંગતમાં પોતે સદા રહે; અને પોતે એવું કંઇ વિચારે નહિ, કે બોલે નહિ, કે કરે પણ નહિ, કે જેથી પ્રભુ નાખુશ થાય; અને આ બધું કરવું તે માત્ર તેના પ્રેમને અર્થેજ, અને આપણે જે કંઇ તેને વાસ્તે કરી શકીએ તેના કરતાં ઘણુંજ વધારે પ્રભુને સારૂ કરીએ તો તે પણ ઓછું છે.

તેને હવે તે દિવ્ય સાન્નિધ્ય અનુભવવાનો એવો અભ્યાસ થઇ રહ્યો છે કે તે તેના વડે હરેક પ્રસંગે સહાયતા પ્રાપ્ત કરી શકે છે. ત્રીસ વર્ષ કરતાં પણ વધારે વખત થયાં તેનો આત્મા એવા તો નિરંતર અને અપૂર્વ આનંદથી ભરપુર રહે છે કે તેનો વેગ શાંત કરવાને અને તે બીજાની નજરે ન પડે તેને માટે તેને જુદા જુદા ઉપાય લેવા પડે છે.

કોઇ વાર તે આ દિવ્ય સાન્નિધ્યમાંથી સહેજ વધારે વિમુખ થઇ જાય છે (અને જ્યારે તે તેના બહારના કામમાં બહુ ગુંથાયો હોય છે ત્યારે વારવાર એમ થાય છે) તો પ્રભુ પોતે તુરતજ તેના આત્મામાં પોતાનું ભાન કરાવી તેને પાછો ખેંચી લે છે. આવા આંતરિક ખેંચાણને તે એકદમ આધીન થાય છે અને તે આ કાંતો પ્રભુ પ્રત્યે પોતાનું હૃદય જાગૃત કરીને અથવા તો તેને માટે નમ્ર અને પ્રેમાળ ભક્તિથી અથવા તો આવા પ્રસંગોમાં પ્રેમનાં વચનો જેવાં કે "હે મારા પ્રભુ, હું તો સદા તારોજ છું," "હે પ્રભુ, મને તારી ઇચ્છા હોય તેવો કર" બોલીને કરે છે, અને પછી તેને દેખાય છે (ખરૂં કહું તો તેને ખરેખર અનુભવ થાય છે) કે આવા થોડાક શબ્દોથી પ્રેમરૂપ પ્રભુ સંતોષ પામીને તેના આત્માના અંતરતમ ભાગમાં ફરીથી આવીને વિરામે છે. આ વાતોનો અનુભવ તેને એવી ખાત્રી આપે છે કે પ્રભુ તેના આત્માના અભ્યંતરમાં હમેશાં હોય છે, અને ગમે તે થાય તોપણ તેના વિષે તેને શંકા થતી નથી.

તેનામાં આવો મોટો ભંડાર,—એટલે આત્મિક શાંતિ તથા સંતોષ—નિરંતર રહેવાથી તેને કેટલો બધો આનંદ થતો હશે તેનો વિચાર કરો : તેને તે ભંડાર શોધવા જવું પડતું નથી પણ તે તેની પાસે ખુલ્લોજ હોય છે અને તેને તેમાંથી જોઇએ તેટલો તે લઇ શકે છે.

તે ઘણી વખત આપણા અંધાપા વિષે વાત કરે છે, અને કહે છે કે આપણે જે થોડાથી સંતોષ પામીએ છીએ તેની ખરેખર દયા ખાવા જેવું છે. તે કહે છે કે પ્રભુનો ભંડાર એક મહાસાગર જેવો છે, તોપણ આપણે એ સાગરના માત્ર એક નાના ક્ષણિક લાગણીરૂપી મોજાથી સંતોષ પામી જઇએ છીએ. આપણે આંધળા છીએ, તેથી પ્રભુને કાર્ય કરતા અટકાવીએ છીએ અને તેની કૃપાનો ધોધ બંધ કરી દઇએ છીએ. પણ જ્યારે તેને જીવવંત વિશ્વાસથી ભરપુર એવો કોઇ આત્મા મળી આવે છે ત્યાર તે તેનામાં પોતાની કૃપા અને મહેરબાની મોટા પ્રમાણમાં રેડે છે; તે તેના આત્મામાં જેમ કોઈ ધોધ કે જે તેના માર્ગમાં જતાં કોઇ કારણથી અટક્યો હોય અને પછી જ્યારે તેને રસ્તો મળે ત્યારે ઘણાજ વધારે વેગથી અને જોરથી પડે તેવી રીતે આવી પડે છે.

ખરેખર, આપણે આ ધોધને આવતો અટકાવીએ છીએ અને તેનું કારણ એ છે કે આપણે તેની કિમ્મત કરતા નથી. પણ હવેથી આપણે તેને અટકાવવો જોઇએ નહિ. ચાલો, આપણે આપણા અભ્યંતરમાં તેને દાખલ થવા દઇએ, અને જે બંધ તેને આવતો અટકાવે છે તેને આપણે તોડી પાડીએ. કૃપાનો જે આ શુભ અવસર મળ્યો છે તેનો આપણે પુરો લાભ લઇએ અને ગુમાવેલો કાળ ફરી પ્રાપ્ત કરીએ. કદાચિત આપણે માટે વખત બહુજ થોડો બાકી રહ્યો છે.

મોત નજદીક આવ્યું છે માટે ચ લો, આપણે સારી રીતે તૈયાર થઇએ, કારણકે આપણે એક વાર તો મરવાનું છે, અને તે વખત જો ચુકયા તો ફરીથી એ લાભ મળવાનો નથી.

હું ફરીથી કહું છું કે ચાલો, આપણે આપણા અભ્યંતરમાં તેને દાખલ થવા દઇએ. કાળ વીતતો જાય છે; હવે ઢીલ કરવાનો વખત રહ્યો નથી, અને આમાં તો આપણા આત્માના અનંતજીવનનો પ્રશ્ન રહેલો છે. હું માનું છું કે તમે એવા સચોટ ઉપાય લીધા છે કે જે વિષે તમારે પાછળથી પસ્તાવાનું રહેશે નહિ. તે માટે હું તમને ધન્યવાદ આપું છું, કારણકે આપણે જે કાંઇ કરવાનું છે તે તેજ છે; તોપણ આપણે તેને માટે હમેશાં પ્રયત્ન કરતા રહેવું જોઇએ, કારણકે આત્મિક જીવનમાં કાંતો આપણે આગળ વધવુ જોઇએ નહિ તો પાછા હટી જઇશું. પણ જેના આત્મામાં પ્રભુનો પવિત્ર આત્મા કામ કરી રહ્યો છે તે ઉંઘમાં પણ આગળ વધે છે. જો આપણું આત્મારૂપી નાવ પવનથી અને તોફાનથી હજુ સુધી આમતેમ અથડાતું હોય તો ચાલો, આપણે પ્રભુ કે જે તેમાં આરામ લે છે તેને જગાડીએ અને તે તે તોફાનને તુરતજ શાંત કરશે.*

* ઈસુ ખ્રીસ્તના સંબંધમાં એક વાત છે કે એક વખતે તે અને તેના શિષ્યો એક તળાવમાં હોડીમાં બેસીને જતા હતા. તે વખતે ઈસુ ખ્રીસ્ત આરામ લેતા હતા આ વખતે એકાએક તોફાન થઇ આવ્યું અનેતેના શિષ્યો ગભરાવા લાગ્યા, ત્યારે તેણે જાગીને તોફાનને શાંત પાડ્યું. આ વાતને અહિં આત્મિક રૂપ આપવામાં આવ્યું છે (માર્ક ૪; ૩૫-૪૧.)

મેં તમને આ સારા વિચારો દર્શાવવાની રજા લીધી છે તે એટલાજ માટે કે તમે તે વિચારને તમારા વિચાર સાથે સરખાવી જુઓ. મારા આ વિચાર તમારા વિચાર જો તે કમભાગ્યે (પ્રભુ એવું ન થવા દે, કારણકે તેમ થવાથી બહુ અકલ્યાણ થાય છે) જરા પણ ઢીલા અને મંદ પડયા હોય તો તેમને સચેત અને જાગૃત કરશે. તો પછી ચાલો, આપણે બન્ને આપણો આગળનો ઉત્સાહ પાછો જાગૃત કરીએ. ચાલો, આપણો આ બંધુ કે જે જગતમાં કંઇ પણ પ્રસિદ્ધિ પામેલો નથી પણ જેને દેવ ઓળખે છે અને જે તેને ઘણોજ વહાલો છે, તેના વિચારોથી અને દાખલા પરથી આપણે લાભ પામીએ. હું તમારે માટે પ્રાર્થના કરીશ અને તમે પણ મારે માટે પ્રાર્થના કરશો.

હું છું,

જુન ૧, ૧૬૮૨. પ્રભુ ઇસુમાં તમારો.

## પત્ર ત્રીજો.

મારાં પૂજ્ય અને ઘણાં માનવંતાં માતુશ્રી,

મને આજે ભગિનિ...કે જે સાધ્વીવ્રત લેવાની તૈયારીમાં છે અને તેને માટે તમારી પવિત્ર મંડળીની અને ખાસ કરીને તમારી પોતાની પ્રાર્થનાઓ ઇચ્છે છે તેની તરફથી બે પુસ્તકો અને એક કાગળ મળ્યાં છે. મને લાગે છે કે તમારી

પ્રાર્થનાઓથી તેને ઘણો લાભ થશે એમ તે માને છે, માટે કૃપા કરીને તેને નિરાશ કરશો નહિ. પ્રભુ પાસે એવું માગશો કે તેણી તેનો આત્મભોગ માત્ર પ્રભુના પ્રેમને અર્થેજ આપે અને તેને સંપૂર્ણ રીતે સમર્પિત થવાના દઢ નિશ્ચયથીજ તેવું વ્રત લે. આ બે પુસ્તક કે જે પ્રભુના સાન્નિધ્ય વિષેનાં છે, અને જેમાં મારા સમજવા પ્રમાણે આત્મિક જીવનનું બધું રહસ્ય સમાએલું છે તેમાંનું એક પુસ્તક હું તમારા ઉપર મોકલીશ. મને એમ લાગે છે કે જે કોઇ આનો જાથુ અભ્યાસ કરશે તે વહેલો આત્મિક જીવન પ્રાપ્ત કર્યા વગર નહિ રહે.

હું જાણું છું કે આનો યોગ્ય અભ્યાસ કરવાને માટે હૃદયમાંથી બીજી બધી વાતો કાઢી નાખવી જોઇએ; કારણકે પ્રભુની ઇચ્છા એવી છે કે આપણા હૃદયમાં તેના વગર બીજું કોઇ રાજ કરે નહિ, અને જ્યાં સુધી હૃદય ખાલી ન થાય ત્યાં સુધી તે તેમાં રાજ કરી શકતો નથી, તેમ જ્યાં સુધી આપણે આપણું હૃદય તેને માટે ખાલી કરીએ નહિ ત્યાં સુધી તે તેમાં પોતે જે કામ કરવા ઇચ્છે છે તે કરી શકતો નથી.

પ્રભુની સાથે નિરંતર સહવાસ રાખનારનું જીવન જેવું મધુર અને આનંદદાયક છે એના જેવું આ જગતમાં બીજું કંઇ નથી. આ વાત તો તેજ સમજી શકે છે કે જેણે

અભ્યાસ કરીને તેનો અનુભવ કીધો હોય. તો પણ હું તમને તેવા હેતુથી તેમ કરવાનું કહેતો નથી, કારણકે આ અભ્યાસમાં આપણે પોતાનો આનંદ શોધવાનો નથી; પણ માત્ર પ્રેમના હેતુથી અને પ્રભુ આપણને તે માર્ગમાં ચલાવવા માગે છે એવા હેતુથી તે કરવાનું છે.

જો હું ઉપદેશક હોઉં તો હું બીજી બધી વાતો કરતાં વિશેષે કરીને પ્રભુના સાન્નિધ્ય વિષેજ ઉપદેશ કરૂં; જો હું ગુરૂ હોઉં તો આખા જગતને તેમ કરવાનું કહું; કારણકે હું તે વિષયને બહુજ અગત્યનો અને બહુ સરળ ગણું છું.

અરે! પ્રભુની કૃપા અને સહાયતાની આપણને કેટલી બધી જરૂર છે તે જો આપણે જાણતા હોઇએ તો આપણે એક પળવાર પણ પ્રભુને આપણી આંખ આગળથી અળગો થવા દઇએ નહિ. મારૂં માનો, અને આજ પળે દૃઢ અને પવિત્ર નિશ્ચય કરો કે તમે જાણીજોઇને તેની નજરની બહાર કદિ જશો નહિ, અને તેના પ્રેમને માટે તેને જો યોગ્ય લાગે તો બાકીનાં બધાં સુખ તજી દઇને તમારી જીંદગીનો બાકીનો ભાગ તેના પવિત્ર સાન્નિધ્યમાં ગાળશો.

આ કાર્યમાં તમે ખંતથી મંડયાં રહો અને તે જેમ કરવું જોઇએ તેમ તમે કરશો તો ખાત્રીથી માનજો કે તેનું રૂડું પરિણામ તમને થોડી વારમાં માલુમ પડશે. મારી દીન

પ્રાર્થનાઓ વડે હું તમને સહાય કરતો રહીશ. તમે અને તમારી પવિત્ર મંડળી પણ મારે માટે પ્રાર્થના કરતાં રહેશો.

હું છું,

૧૬૮૫. આપણા પ્રભુમાં તેમનો અને તમારો સેવક.

## પત્ર ચોથો.

મારાં પૂજ્ય અને ઘણાં માનવંતાં માતુશ્રી,

જે પુષ્પમાળા તમે બાઇ......ની મારફતે મારે માટે મોકલી હતી તે મને તેની પાસેથી મળી છે. મને એ નવાઇ લાગે છે કે જે નાનું પુસ્તક મેં તમારા ઉપર મોકલ્યું હતું અને જે તમને મળ્યું હશે તેના વિષે તમારો શો અભિપ્રાય છે તે તમે મને જણાવ્યું નથી. કૃપા કરીને તમારી વૃદ્ધાવસ્થામાં આ વિષયનો અભ્યાસ, એટલે પ્રભુના સાન્નિધ્યનો અભ્યાસ, ઉત્સાહથી કરવા માંડજો : કોઇ પણ કાર્ય ન કરવા કરતાં તે મોડું પણ કરવું એ સારૂં છે.

ધાર્મિક જન પ્રભુના સાન્નિધ્યના અભ્યાસ શિવાય સુખે કેવી રીતે રહી શકે તે હું સમજી શકતો નથી. મારે પોતાને માટે પુછો તો હું બને તેટલો મારા આત્માના અભ્યંતરમાંજ તેની સાથે રહું છું; અને જ્યારે હું તેવી રીતે તેની સાથે રહું છું ત્યારે મને કોઇ પણ ભુંડાઇની બીક લાગતી નથી; પણ

જો હું તેનાથી જરા પણ વિમુખ થાઉં તો તે મારાથી સહી શકાતું નથી.

આ અભ્યાસ એવો નથી કે તેથી શરીરને થાક લાગે, તો પણ કોઇ કોઇ વાર કેટલાક નાના પ્રકારનાં નિર્દોષ સુખથી પણ દૂર રહેવું એ લાભકારી છે, કારણ કે જે આત્મા પ્રભુને સંપૂર્ણપણે આધીન થવા ચાહે છે તેને પ્રભુ પોતા શિવાય બીજો આનંદ લેવા દેતા નથી; અને એ તો સહેલાઇથી સમજી શકીએ તેમ છે.

હું એમ કહેવા નથી માગતો કે આ કારણથી આપણે આપણા ઉપર કોઇ જાતનો અંકુશ રાખવો નહિ. આપણે પવિત્ર સ્વાતંત્ર્યમાં પ્રભુની સેવા કરવી; આપણે આપણું કાર્ય મુસીબત કે ચિંતા વગર વિશ્વાસુપણાથી કરવું; અને જ્યારે જ્યારે આપણું મન પ્રભુથી વેગળું થાય ત્યારે ત્યારે તેને નરમાશથી અને શાંતિથી પાછું લાવવું.

તોપણ એટલું તો જરૂરનું છે કે આપણે બીજી બધી ચિંતા દૂર કરીને અને કેટલાક ભક્તિનાં સાધન પણ કે જે બહુ સારાં હોય તોપણ તે એવાં છે કે તેમાં કેટલીક વાર આપણે ગુંથાઇ જઇએ છીએ તેને પણ દૂર કરીને પ્રભુ પર પુરો ભરોસો રાખવો, કારણકે આ ભક્તિનાં જુદાં જુદાં સાધનો આપણો મુખ્ય હેતુ સાધવાને માટે છે, અને જો આપણે પ્રભુના

સાન્નિધ્યના આ અભ્યાસથી પ્રભુ, કે જે આપણાં સર્વ સાધનના સાધ્ય છે, તેને આપણે પામી શકતા હોઇએ તો પછી તેવાં સાધન તરફ પાછું વળવું એ નકામું છે. આમ થયા પછી આપણે તેના પવિત્ર સાન્નિધ્યમાં વાસ કરીને કોઇ વાર આરાધનાના કાર્યથી, તો કોઇ વાર સ્તુતિના કાર્યથી, તો કોઇ વાર ઇચ્છાથી અથવા વળી આત્મભોગના કે ઉપકાર-સ્તુતિના કાર્યથી અને એવી એવી રીતે આપણા મનને ખુશીમાં આવે તેવી રીતે આપણા પ્રેમનો વ્યવહાર ચાલુ રાખી શકીએ છીએ.

આમ કરવામાં કુદરતી સ્વભાવથી જે અણગમો ઉત્પન્ન થાય તેથી તમે નિરાશ થશો નહિ. તમારે સ્વદમન કરવું જોઇએ. ઘણીવાર શરૂઆતમાં આપણને એમ લાગે છે કે આપણે વખત ગુમાવીએ છીએ, પણ તમારે આગળ વધવુંજ જોઇએ અને ગમે તેટલી મુશ્કેલીઓ હોય તોપણ તે માર્ગમાં મૃત્યુ પર્યંત ખંતથી વળગી રહેવાનો નિશ્ચય કરવો જોઇએ.

તમારી પવિત્ર મંડળીની પ્રાર્થના અને ખાસ કરીને તમારી પ્રાર્થના હું યાચું છું.

નવેમ્બર ૩, ૧૬૮૫. હું છું,

આપણા પ્રભુમાં તમારો સેવક.

## પત્ર પાંચમો.

પ્રિય ભગિનિ,

મને તમારી બહુ દયા આવે છે. જો તમે તમારાં ક્રામકાજનો ભાર રા. રા....અને બાઇ...ને સોંપી દેશો તમારી જીંદગીનો બાકીનો વખત માત્ર પ્રભુને ભજવ ગાળશો તો બહુજ સારૂં કરશો. પ્રભુ આપણા ઉપર મોટો ભાર મુકતો નથી—માત્ર તેનું થોડું સ્મરણ; અવ નવાર સ્હેજ આરાધન; કોઇ વાર તેની કૃપાને માટે પ્રાર્થ કોઇ વાર તમારી દિલગીરીનું તેને અર્પણ, અથવા કોઇ તેણે જે કૃપાદાન તમારા ઉપર રેડયાં છે અને હજુ તમારી મુસીબતોમાં રેડયા કરે છે તેને માટે તેનો ઉપ માનવો,—આટલુંજ આપણે કરવાનું છે. તે તમને ત રાથી બને તેટલો વખત તેનાથી દિલાસો પામવાનું કહે તમારા ખાણાને વખતે અથવા જ્યારે તમે બીજાના સં હો ત્યારે પણ તેના પ્રત્યે તમારા હૃદયમાં તેનો વિચાર ક જરા વાર તેને યાદ કરીએ તો તે તેને બહુજ ગમે છે, ત બહુ તાણીને બોલવાની જરૂર નથી; પ્રભુ આપણે ધાર છીએ તેના કરતાં આપણી વધારે નજદિક હોય છે.

પ્રભુની સાથે રહેવા માટે નિરંતર દેવળમાં રહેવાની જ નથી. આપણા હૃદયમાંજ આપણે એક પ્રાર્થનાગૃહ બન

શકીએ છીએ, અને ત્યાં વારંવાર જઇને તેની સાથે નિ
દિન અને પ્રેમાળ પરિચય પાડી શકીએ છીએ. હરેક જા
પ્રભુ સાથે ગાઢો પરિચય, કોઇ થોડો તો કોઇ વધારે, પા
શકે છે; આપણે શું કરી શકીએ છીએ તે તે જાણે છે. ત
પછી, ચાલો, આપણે શરૂજ કરીએ, કદાચિત આપાં
પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચય કરીએ તે માટે તે આપણ
રાહ જોતો હશે. ચાલો, આપણે હિમ્મતવાન થઇને
નિશ્ચય કરીએ. આપણને હવે જીવવાને થોડાજ વખ
બાકી છે. તમે લગભગ ચોસઠ વર્ષના છો અને હું લગભ
એંસી વર્ષનો છું. ચાલો, આપણે પ્રભુની સાથે જીવીએ અ
મરીએ. આપણે જ્યાં સુધી તેની સંઘાતે રહીશું ત્યાં સુ
દુ:ખ હમેશાં મીઠાં અને આનંદદાયક લાગશે, અને તે
વગરનાં મોટામાં મોટાં સુખ પણ માત્ર મોટા દુ:ખરૂપ લાગે
સર્વને માટે સદા પ્રભુને ધન્યવાદ હો! આમેન.

તો પછી ધીમે ધીમે પ્રભુને તમારા બધા સામર્થ્ય વ
ભજવાને, તેની કૃપા યાચવાને અને દિવસનાં કામકાજ દ
ધ્યાન વખતોવખત અને બની શકે તો દરેક પળે તેને તમા
હૃદય અર્પણ કરવાને તમે ટેવ પાડો. ભક્તિ-સાધન
અમુક નિયમો કે અમુક પદ્ધતિઓને બહુ ચુસ્તપણે વળ
રહેશો નહિ, પણ પ્રભુ પર વિશ્વાસ રાખીને પ્રેમથી અ
દિનતાથી તમારૂં મન પ્રભુમાં પરોવશો. રા. રા....અ

ભાઇ...ને કહેજો કે તેમના હકમાં હું પ્રાર્થના કરૂં છુ અને હું તેમનો સેવક છું અને ખાસ કરીને તમારો પણ,

હું છું,

આપણા પ્રભુમાં ભાઇ અને સેવક.

## પત્ર છઠ્ઠો.

મારા પૂજ્ય પિતાજી,

આત્મિક જીવનનો જે માર્ગ મને પ્રાપ્ત થયો છે તે પુસ્તકોમાંથી મને પ્રાપ્ત થયો નહિ હોવાથી જો કે મને તે વિષે જરા પણ શંકા રહેતી નથી, તોપણ તેની વધારે ખાત્રી થાય માટે તે વિષેના તમારા વિચાર જાણીને હું ખુશી થઇશ.

કેટલાક દિવસ પહેલાં એક ભક્તિમાન પુરૂષની સાથે વાત કરતાં તેણે મને કહ્યું હતું કે આત્મિક જીવન એ કૃપાનું જીવન છે, અને તેની શરૂઆત ક્ષુદ્ર ડરથી થાય છે, અને તે અનંતજીવનની આશાથી વધે છે, અને નિઃસ્વાર્થ પ્રેમમાં તે પૂર્ણતા પામે છે. વળી એ પણ કે આ પ્રત્યેક અવસ્થાના જુદા જુદા દરજ્જા છે, અને એ બધામાં થઇને આપણે આખર તે કલ્યાણકારી પૂર્ણતા પ્રાપ્ત કરી શકીએ છીએ.

આ બધી રીત પ્રમાણે હું પોતે ચાલ્યો નથી, તેથી ઉલટું કોણ જાણે મારા મનના કયા ભાવથી મને એ બધા

માર્ગમાં જવાનું મનજ થતું નહોતું. આ કારણથીજ ધર્મના માર્ગમાં પ્રવેશ કરવાને વખતે મેં એવો નિશ્ચય કર્યો કે મારે મારાં કરેલાં પાપને માટે પ્રાયશ્ચિત્ત કરવાનો સારામાં સારો રસ્તો એ છે કે પ્રભુના હાથમાં પોતાને સોંપી દેવો અને તેના પ્રેમને માટે બીજું બધું તજી દેવું.

આવો નિશ્ચય કર્યા પછી થોડાં વર્ષો હું ઉપાસનાને માટે ઠરાવેલો વખત મૃત્યુ, ન્યાયકરણ, નર્ક, સ્વર્ગ અને મારાં પાપ એ બધાં વિષે વિચાર કરવામાં ગાળતો હતો. આવું મેં કેટલાંક વર્ષો સુધી કર્યાં કર્યું, પણ તે દરમ્યાન દિવસનો બાકીનો વખત અને મારા કામમાં ગુંથાયો હોઉં તોપણ હું મારૂં ચિત્ત પ્રભુનું સાન્નિધ્ય કે જે મારી સાથે છે અને ઘણી વખત મારા પોતામાં છે એમ હું સમજતો હતો તેને અનુભવવામાં લગાડતો.

આખરે મારા પ્રાર્થનાના ઠરાવેલા વખતમાં પણ તેમજ કરવાને હું સહજ રીતે દોરાયો, અને તેથી મને ઘણો આનંદ અને સાંત્વન પ્રાપ્ત થયાં. આવા અભ્યાસથી મારા મનમાં પ્રભુ વિષે એવા તો ઉંચા વિચાર આવ્યા કે એ માત્ર વિશ્વાસજ જાણી શકે અને સમજી શકે.

મેં આવી રીતે શરૂઆત કરી હતી, તોપણ મારે કહેવું જોઇએ કે પહેલાં દસ વર્ષ મારે બહુ દુઃખ સહન કરવું પડ્યું

હતું. મારા આ દુઃખનાં કારણ હું જેટલો ઇચ્છું છું તેટલો પ્રભુપરાયણ નથી એવો મારા મનમાં ડર, અને મારાં પાછલાં પાપની મારા મોઢા આગળ સદાની હાજરી, અને પ્રભુએ હું અપાત્ર હોવા છતાં મારા ઉપર કરેલી મોટી મહેરબાની, એ બધાં હતાં. આ બધા વખત હું ઘણી વાર પડયો હતો પણ હું હમેશાં પાછો પણ ઉઠયો હતો. મને જાણે એમ લાગતું હતું કે મારી વિરૂદ્ધમાં આખી સૃષ્ટિ હોય, અને વળી પ્રભુ પોતે પણ હોય. મારા પક્ષમાં માત્ર મારો વિશ્વાસજ હતો. કેટલીક વાર મને એવા વિચારથી ગભરામણ થઇ આવતી કે મારા ઉપર આવી મોટી કૃપા થઇ છે એ મારો અંહકાર કે જે જ્યાં બીજા લોકો મહા મુસીબતે પહોંચે છે ત્યાં મને એકદમ લઇ જવાનો ઢોંગ કરતો હતો તેનું પરિણામ છે. વળી કોઇ વાર મારા મનમાં એમ થતું કે આ તો મારા મનનો મિથ્યા ભ્રમ છે અને મારા જેવાને માટે તો મુક્તિ નથીજ.

જ્યારે હું આવી અશાંતિમાં અને મનની વ્યથામાં મારા દિવસો પુરા કરવા શિવાય બીજી કશી વાતનો વિચાર કરતો નહોતો (અહીં મારે એટલું કહેવું જોઇએ કે આવી અશાંતિથી કે મનની વ્યથાથી જે ભરોસો પ્રભુ પર મને હતો તે જરા પણ ઓછો થયો નહોતો, અને તેને લીધે ઉલટાનો મારો વિશ્વાસ વધ્યો હતો) ત્યારે એકાએક મારા મનમાં

ઘણો ફેરફાર થએલો મને માલુમ પડયો, અને મારે આત્મા કે જે તે બધો વખત વ્યથામાં હતો ને કેમ જાણે તેનું મધ્યબિંદુ અને વિરામસ્થાન પ્રાપ્ત કર્યું હોય તેમ મારા હૃદયમાં ગંભીર આંતરિક શાંતિ પેદા થઇ.

ત્યાર પછી હમેશાં હું પ્રભુની નજર આગળ સાદ વિશ્વાસમાં, દીનતાથી અને પ્રેમથી ચાલતો આવ્યો છું અને હમણાં પણ ચાલું છું; અને તેને નાખુશ કરે એ કાંઇ કામ ન કરાય, એવી કંઇ વાત બોલાય નહિ અને એવો વિચાર પણ ન કરાય, તેને માટે હું સદા સાવધાન રહું છું. હું આશા રાખું છું કે જ્યારે હું મારાથી બનતું કરી રહીશ ત્યારે જેમ તેને યોગ્ય લાગે તેમ તે માર પ્રત્યે ભલે કરે.

અત્યારે મારામાં શું થઇ રહ્યું છે તે હું કહી શકતો નથી મારી અવસ્થા વિષે મને કંઇ દુઃખ કે શંકા નથી, કારણ કે પ્રભુની ઇચ્છા સિવાય મારે બીજી ઇચ્છા નથી, અને એ ઇચ્છા હું બધી બાબતમાં પુરી કરવાનો પ્રયત્ન કરૂં છું વળી તે ઇચ્છાને હું એટલો બધો આધીન થઇ ગયે છું કે તેના હુકમ વિરૂદ્ધ, અથવા તેને માટે માત્ર પ્રેમ સિવાય બીજા કોઇ પણ હેતુથી હું ભોંય ઉપરથી એક સળી પણ ઉપાડું નહિ.

મારી અવસ્થાને જે જરૂરનાં છે તે સિવાય નીમેલી પ્રાર્થનાઓ અને ભક્તિનાં બીજાં એવાં સર્વ સાધનો મેં છોડી દીધાં છે, અને હું મારૂં એકજ કાર્ય પ્રભુના પવિત્ર સાન્નિધ્યમાં લાગુ રહેવામાં સમજું છું અને કરૂં છું. આ સાન્નિધ્યમાં હું સાદા ધ્યાનથી અને પ્રભુને માટે લીન કરી નાખે એવી ઉત્સાહી ભક્તિ કે જેને હું પ્રભુનું ખરેખરૂં સાન્નિધ્ય કહી શકું તેથી રહું છું: અથવા વધારે સ્પષ્ટ જણાવું તો એ એક આત્માનો પ્રભુની સાથે શાંત અને નિરંતરનો ગુહ્ય પરિચય છે કે જે મારા અભ્યંતરમાં અને કેટલીક વાર બહાર પણ એવો મોટો આનંદ અને એવી મોટી ખુશી ઉત્પન્ન કરે છે કે કેટલીક વખત તો તેને કબજામાં રાખવાને માટે, અને બીજાને તે ન દેખાય તેને માટે, મારે ઉપાય લેવા પડે છે.

ટુંકામાં, મને પુરી ખાત્રી છે કે મારો આત્મા છેલ્લાં ત્રીસ વર્ષ થયાં અને તેથી વધારે વખત થયાં પ્રભુની સાથે છે. આજે તમે કંટાળી ન જાઓ તેટલા માટે હું ઘણી વાતો મુકી દઉં છું: તોપણ પ્રભુ કે જેને હું મારા રાજા તરીકે જોઉં છું તેની આગળ હું પોતાને કઇ રીતે જોઉં છું તે જણાવવું હું યોગ્ય ધારૂં છું.

હું પોતાને હલકામાં હલકો અને મલીનતા અને અધમતાથી ભરેલો અને પોતાના રાજાની વિરૂદ્ધ જેણે બધી

જાતના ગુન્હા કર્યા હોય એવો ગણું છું; અને આવી રીતે મારા પ્રત્યે જોવાથી મારા મનમાં ઘણી દિલગીરી ઉત્પન્ન થાય છે, અને હું પ્રભુની આગળ મારી બધી દુષ્ટાઇ કબુલ કરૂં છું, તેની ક્ષમા માગું છું, અને તેને જે સારૂં લાગે તે મને કરે, તેને માટે હું તેના હાથમાં પોતાને સોંપી દઉં છું. પણ આ મહારાજા કે જે દયા અને ભલાઇથી ભરપુર છે તે મને શિક્ષા કરવાને બદલે મને પ્રેમથી આલિંગન કરે છે, મને પોતાના ભાણામાં જમાડે છે, પોતે પોતાને હાથે મને પીરસે છે, અને તેના ભંડારની ચાવી મને આપે છે. તે મારી સાથે વાતચિત કરે છે અને હજારોહજાર રીતે મારાથી નિરંતર આનંદ પામે છે, અને હું તેનો માનીતો હોઉં તે પ્રમાણે મારી સાથે બધી રીતે તે વર્તે છે. આ પ્રમાણે વખતોવખત તેના સાન્નિધ્યમાં હું પોતાને ગણું છું.

મારી સહુથી સાધારણ રીત આ છે: હું પ્રભુ પ્રત્યે સાદું ધ્યાન અને ઉત્સાહી ભક્તિભાવ રાખું છું અને કોઇ બાળક પોતાની માતાની છાતીએ વળગે તેના કરતાં વધારે મધુરતાથી અને આનંદથી હું પ્રભુને વળગી રહું છું. એટલે જો એમ કહેવામાં ઉદ્ધતાઇ ન હોય તો હું એમ કહી શકું છું કે આ અવસ્થા કે જેમાં હું અવર્ણનિય મધૂરતા ભોગવું છું અને અનુભવું છું તે પ્રભુની છાતીજ છે. જો કદાચિત મારા વિચાર આવી અવસ્થામાંથી કોઇ જરૂરના

કારણે અથવા કોઇ પ્રકારની દુર્બળતાથી ભટકી જાય તો તુરતજ મારી અંતરની લાગણીઓ કે જે એવી મધૂર અને આનંદદાયક છે કે તેમને વિષે કહેતાં પણ મને આંચકો આવે છે તે મને તુરતજ પાછો બોલાવી લે છે.

હું તમને વિનંતી કરીને કહું છું કે હું અયોગ્ય અને કૃતઘ્ની છું, તેમ છતાં મારા ઉપર પ્રભુ જે મોટી મહેરબાની રાખે છે તે વિષે વિચાર ન કરતાં મારી અધમતા કે જેને વિષે તમે પુરા માહિતગાર છો તેનો વિચાર કરશો.

પ્રાર્થનાના નીમેલા વખતના સંબંધમાં મારે એટલુંજ કહેવાનું છે કે તેમાં તેજ સાન્નિધ્ય અનુભવવાનો અભ્યાસ ચાલુ છે. કોઇ કોઇ વાર હું પોતાને કોઇ શિલ્પીના હાથમાં કોઇ પત્થર હોય અને તે તેને ઘડીને તેમાંથી કોઇ પુતળું કરવા માગતો હોય તેવો ગણું છું; તે વખતે હું પોતાને પ્રભુના હાથમાં સોંપી દઉં છું, અને તેને આજીજી કરીને માગું છું કે તે મને બધી રીતે તેના જેવો કરે અને મારા આત્મામાં તેનું પૂર્ણ સ્વરૂપ ઉતારે.

વળી બીજે વખતે હું પ્રાર્થનામાં હોઉં ત્યારે મારો આત્મા અને જીવ જરા પણ મુશ્કેલી કે પ્રયત્ન સિવાય ઉંચે ચઢતા હોય તેમ મને લાગે છે; અને તે આ ઉચ્ચ અવસ્થામાં કેમ જાણે તે તેના મધ્યબિંદુમાં અને તેના વિરામસ્થાનમાં હોય તેમ પ્રભુમાં સ્થિર થઇ રહે છે.

હું જાણું છું કે કેટલાક આ અવસ્થાને નિવૃત્તિ કે ભ્રમ કે સ્વપ્રેમ ગણીને તેને વખોડી કાઢે છે. હું કબુલ કરૂં છું કે એ એક પવિત્ર નિવૃત્તિજ છે, અને જો આત્મા તે અવસ્થામાં પોતાને વિષે વિચાર કરી શકતો હોય તો તે એક સુખી સ્વપ્રેમની અવસ્થા પણ ગણી શકાય; પણ આત્મા જ્યારે આ આરામમાં આવે છે ત્યારે જે કાર્યો કે વિચાર કરવાની તેને આગળ ટેવ પડેલી હોય છે અને જે કાર્યો બીજી અવસ્થામાં તેના આધારરૂપ છે, પણ જે અત્યારે તેને સહાય કરવાને બદલે નુકસાનજ કરે, તે કાર્યો કે વિચાર તેને અત્યારે નડી શકતાં નથી.

તોપણ આ અવસ્થાને ભ્રમ તરીકે ગણીને વખોડી કાઢવામાં આવે તે હું સાંખી શકતો નથી, કારણકે આત્મા કે જે આ રીતે પ્રભુમાં આનંદ પામે છે તે તેના સિવાય બીજું કાંઇ ઇચ્છતો નથી. જો આ મારા મનનો એક ભ્રમ હોય તો તે દૂર કરવો એ પ્રભુનું કામ છે. તેને સારૂં લાગે તેવું તે મને કરે; હું માત્ર તેનેજ ઇચ્છું છું અને તેને પુરેપુરો આધીન થવાને ચાહું છું, તોપણ તમે કૃપા કરીને તમારો મત જણાવશો, કારણકે તેને માટે મને ઘણું માન છે અને તમારે માટે મને પૂજ્યભાવ છે.

હું છું,
આપણા પ્રભુમાં તમારો ક્ષુદ્ર પુત્ર.

## પત્ર સાતમો.

મારાં પૂજ્ય અને ઘણાં માનવંતાં માતુશ્રી,

મારી પ્રાર્થનાઓ, પછી તે ગમે તેવી ક્ષુદ્ર હશે તોપણ, હું તે તમારા હકમાં કર્યા વિના રહીશ નહિ; તે વિષે મેં વચન આપ્યું છે અને મારૂં વચન પાળીશ. સુવાર્તામાં જે ભંડાર વિષે કહેવામાં આવ્યું તે ભંડાર પામીએ તો પછી આપણે કેટલા બધા સુખી થઇએ! તો પછી બીજું બધું કાંઇ પણ વિસાતનું લાગશે નહિ. એ ભંડાર કેટલો મોટો અગણિત છે! જેમ જેમ આપણે વધારે મહેનત કરીએ અને તેમાં શોધ્યા કરીએ તેમ તેમ આપણને તે ભંડારનું ધન અધિકાધિક હાથ લાગતું જાય છે. તો પછી ચાલો, આપણે નિરંતર આ શોધમાં લાગુ રહીએ, અને જ્યાં સુધી તે પુરેપુરો પામીએ નહિ ત્યાં સુધી કાયર થઇને તેને છોડી ન દઇએ.

ભવિષ્યમાં મારી શી સ્થિતિ થશે તે વિષે હું કંઇ જાણતો નથી. મને એમ લાગે છે કે આત્માની શાંતિ અને આરામ મને ઉંઘમાં પણ મળે છે. આ શાંતિના ભાન વગર રહેવું એ મને તો ખરેખર મહા દુઃખદાયી લાગે, પણ આ આત્માની શાંતિ સહિત મારે *મધ્યલોકમાં જવું પડે તોપણ હું સુખી થઇશ.

---

* મધ્યલોક : આ શબ્દ Purgatoryને બદલે મુકવામાં આવ્યો છે. રોમન કેથોલિક સંપ્રદાયની એવી માન્યતા છે કે સ્વર્ગ અને નર્ક સિવાય એક લોક છે કે જ્યાં કેટલાક આત્માઓને તેઓને સ્વર્ગમાં લઇ જવામાં આવે ત્યાર પહેલાં શુદ્ધ થવા માટે રાખવામાં આવે છે.

પ્રભુ મારૂં શું કરવા માગે છે અથવા મારે માટે તેણે શું ધાર્યું છે તે હું જાણતો નથી; હું એટલી મોટી શાંતિ અનુભવું છું કે હવે મને કશો પણ ડર રહ્યો નથી. જ્યારે હું તેની સાથે હોઉં ત્યારે મને શાનો ડર હોય? અને તેની સાથે અને તેના સાન્નિધ્યમાં હું મારાથી બને તેટલો વખત રહું છું. સર્વથી તે સ્તુત્ય હોજો! આમેન.

હું છું,
પ્રભુ ઇસુમાં તમારો સેવક.

## પત્ર આઠમો.

પૂજ્ય ભગિનિ,

આપણા પ્રભુ એવા છે કે જેની દયા અનંત છે અને જે આપણી સર્વ જરૂરીઆતો જાણે છે. હું હમેશાં એમ ધારતો હતો કે તે તમને મહા મુસીબતમાં આણી મુકશે. તે તેના પોતાનાજ વખતમાં અને જ્યારે તમે બિલકુલ આશા રાખતાં નહિ હો ત્યારે તમારી કને આવશે તેનામાં હમેશ કરતાં વધારે આશા રાખો. તેણે જે મહેરબાની તમારા ઉપર કરી છે તેને માટે અને ખાસ કરીને તમારા દુઃખમાં જે ધૈર્ય અને ધીરજ તેણે તમને આપ્યાં છે તેને માટે મારી સાથે તેનો ઉપકાર માનો. તમારે માટે તેને જે કાળજી છે તેનું આ ચોક્કસ પ્રમાણ છે. તેટલા

માટે તમે તેનાથી દિલાસો પામો અને સર્વને માટે તેનો ઉપકાર માનો.

રા. રા......નાં ધૈર્ય અને હિમ્મત પણ હું સ્તુતિપાત્ર ગણું છું. પ્રભુએ તેને સારૂં મન અને સારી ઇચ્છા બક્ષ્યાં છે, પણ હજુ તેનામાં દુનિયાનો થોડોઘણો અંશ અને કેટલોક છોકરવાદ છે. હું આશા રાખું છું કે આ જે દુ:ખ તેના ઉપર પ્રભુએ મોકલ્યું છે તે તેને માટે એક લાભકારી ઓષધરૂપ થઇ પડશે અને તે તેને પોતાની યોગ્ય કિમ્મત કરતાં શિખવશે. પ્રભુ કે જે તેની સંધાતે હરેક જગાએ છે તેનામાં તેનો સર્વ ભરોસો મુકવાનું શિખવવા માટે આ એક ઉત્તમ તક છે; તો પછી જેમ બને તેમ વધારે વખત અને ખાસ કરીને મોટાં મોટાં જોખમોમાં તેના વિષે તેણે વિચાર કરવો જોઇએ.

હ્રદયને સ્હેજ પ્રભુ તરફ વાળવું એ બસ છે. આપણે ભલે તલવાર હાથમાં લઇને કૂચ કરતા હોઇએ, તોપણ પ્રભુનું એક જરાક સ્મરણ કે અંતરની ઉપાસનાનું એક સ્હેજ કાર્ય એ પ્રાર્થનાજ છે, કે જે ગમે તેવી ટુંકી હોય પણ પ્રભુને બહુ ગમે છે, અને તે શૂરવીર યોદ્ધાની હિમ્મત ઓછી કરવાને બદલે તેને બહુ સારી રીતે સબળ કરે છે.

તો પછી તેણે પ્રભુ વિષે જેમ બને તેમ વધારે વિચાર કરવો જોઇએ. તેણે આ નાના પણ પવિત્ર સાધનનો ધીમે

ધીમે બને તેટલો અભ્યાસ કરવો. એ સાધન એવું છે કે કોઇ તેને જોઇ શકતું નથી, અને દિવસમાં વારંવાર આવાં આંતરિક પૂજાનાં નાનાં નાનાં કાર્ય કરવાં એ તો સહેલામાં સહેલું કામ છે. જો તમને ઠીક લાગે તો કૃપા કરીને મેં અહીં બતાવ્યું છે તે પ્રમાણે તેનાથી બને તેટલી વખત પ્રભુ વિષે તે વિચાર કરે એમ તેને ભલામણ કરશો. આમ કરવું તે લડાયક યોદ્ધા કે જે નિરંતર જીવનના જોખમમાં રહેલા હોય છે અને સાથે સાથે તેમની મુક્તિના જોખમમાં પણ ઘણી વખત આવી પડે છે તેમને માટે ઘણું યોગ્ય અને જરૂરનું છે. હું આશા રાખું છું કે પ્રભુ તેને અને તેના કુટુંબને સહાય કરશે. તેના કુટુંબની અને તમારી સેવાને માટે આ સેવક તૈયાર છે, કારણ કે તેમનો અને ખાસ કરીને તમારો સેવક હું છું.

અકટોબર ૧૨મી, ૧૬૮૮.

## પત્ર નવમો.

મારાં પૂજ્ય અને અતિ માનવંતાં માતુશ્રી,

તમે મને કાંઈ નવું જણાવતાં નથી : તમે એકલાંજ એવાં નથી કે જેનું ચિત્ત ભમતું હોય અને તેથી તે હેરાન થતાં હોય. આપણું મન ઘણુંજ ચંચળ છે, પણ આપણી ઇચ્છાશક્તિ આપણી સર્વ શક્તિઓ ઉપર પોતાનું સર્વો-

પરીપણું ભોગવી શકે છે તેથી તે સર્વોપરી શક્તિએ મનને પાછું ખેંચીને પ્રભુ કે જે તેનું આખરનું વિરામસ્થાન છે તેમાં લઇ જવું જોઇએ.

જ્યારે પહેલવહેલાં આપણે ભક્તિસાધનમાં લાગીએ છીએ ત્યારે યોગ્ય સમય વિના આપણા મનને ભમવાની અને અયોગ્ય વિચાર કરવાની ટેવ પડી જાય છે, અને પાછળથી આવી ટેવોને દૂર કરવાનું બહુ મુશ્કેલ પડે છે, અને તે આપણને આપણી ઇચ્છા વિરૂદ્ધ સંસારી વસ્તુઓ પ્રત્યે ખેંચી લઇ જાય છે.

મને લાગે છે કે આને માટે એક ઉપાય એ છે કે આપણે આપણા દોષ પ્રભુની પાસે કબુલ કરવા અને તેની નજરમાં દીન થઇ રહેવું. હું તમને એમ નથી કહેતો કે તમારે પ્રાર્થનામાં બહુ બોલ્યા કરવું; ઘણી વખત તેમ કરવાથી આપણા મનને ભમવાનો લાગ મળે છે. જેમ કોઇ ગરીબ, મુંગો અને અપંગ ભીખારી કોઇ ધનવાન માણસના દરવાજાની આગળ ઉભો રહે તેમ તમે પ્રભુની આગળ પ્રાર્થનામાં ઉભા રહો. પ્રભુના સાન્નિધ્યમાં તમારૂં ચિત્ત રાખવાનું માત્ર એકજ કાર્ય તમે તે વખતે તમારૂં સમજો: જો તે વખતે તમારૂં ચિત્ત રઝળવા લાગે અને પ્રભુથી દૂર થાય તો તેથી તમે બહુ મુંઝાશો નહિ; આવી રીતે ગભરાવાથી કે મુંઝાવાથી મન પાછું સ્થિર થવાને બદલે ઉલટું વધારે

અસ્થિર થાય છે. ઇચ્છાશક્તિ વડે તે શાંતિથી પાછું લાવવું; આમાં જો તમે તમારા પુરા બળથી લાગુ રહેશો તો પ્રભુ ખરેખર તમારા ઉપર દયા લાવશે.

પ્રાર્થનાને વખતે મનને સહજ રીતે સ્થિર કરવાનો અને તેને શાંત રાખવાનો એક ઉપાય એ છે કે મનને બીજે વખતે બહુ દૂર ભમવા દેવું નહિ. દૃઢ નિશ્ચય કરીને પ્રભુના સાન્નિધ્યમાં મનને રાખવું અને આવી રીતે વખતોવખત તેના વિષે વિચાર કરવાની ટેવ પાડવાથી પ્રાર્થનાને વખતે તમારૂં ચિત્ત શાંત રાખવાનું અથવા વધારે નહિ તો તેના ભ્રમણમાંથી તેને પાછું ખેંચી લેવાનું તમારે માટે બહુ સરળ થઇ પડશે.

પ્રભુના સાન્નિધ્યના અનુભવના આ અભ્યાસમાંથી પ્રાપ્ત થતા લાભ વિષે હું તમને આગળ મારા બીજા પત્રોમાં વિસ્તારથી જણાવી ગયો છું, માટે ચાલો, આપણે તે કાર્ય ઉત્સાહથી કરીએ, અને એક બીજાને માટે પ્રાર્થના પણ કરીએ. પૂજ્ય ભગિનિ......ને અને પૂજ્ય માતુશ્રી......ને મારે માટે પ્રાર્થના કરવાનું કહેશો.

હું છું,
આપણા પ્રભુમાં તમારો સેવક.

## પત્ર દશમો.

પૂજ્ય ભગિનિ,

આની અંદરનો પત્ર આપણી ભલી ભગિનિ પાસેથી મને જે પત્ર મળ્યો તેનો જવાબ છે તો કૃપા કરીને તે તેને આપશો. તેનું મન ભલી ઇચ્છાઓથી ભરપુર દેખાય છે, પણ તેને પ્રભુ તરફથી જે કૃપા મળે છે તે કરતાં ઉતાવળથી તે આગળ વધવા માગે છે. કોઇ પણ માણસ પુરો પવિત્ર એકદમ થઇ શકતું નથી. તેના વિષે હું તમને ભલામણ કરૂં છું : આપણે એક બીજાને સારી શિખામણ આપવાથી અને તેથી પણ વિશેષ આપણા જીવનના નમુનાથી સહાય કરવી જોઇએ. તેના વિષે મને વખતોવખત ખબર આપતાં રહેશો, અને તે ઉત્સાહી અને આજ્ઞાંકિત છે કે નહિ તે મને જણાવતાં રહેશો તો મોટો ઉપકાર થશે.

આપણે વારંવાર વિચાર કરવો જોઇએ કે આ જીવનમાં આપણું એકજ કાર્ય કરવાનું છે, અને તે પ્રભુને રાજી રાખવો તે છે, અને તે સિવાય બીજું બધું મૂર્ખાઇ અને વ્યર્થતા છે એમ જાણવું. તમે અને હું ધર્મના માર્ગમાં ચાળીસ વર્ષ થયાં ચાલતાં આવ્યાં છીએ. આપણે આ વર્ષો જેણે આપણને પોતાની દયાથી આ સ્થિતિમાં અને તેજ હેતુથી આણ્યાં છે તેને ચાહવામાં અને તેની સેવા કરવામાં ગાળ્યાં છે? એક બાજુ મારા ઉપર પ્રભુએ જે મોટી

મહેરબાનીની બક્ષી છે અને હજુ પણ નિરંતર બક્ષ્યા કરે છે તેનો હું જ્યારે વિચાર કરૂં છું, અને બીજી બાજુ તે સર્વ દયાનો મેં જે દુરૂપયોગ કર્યો છે અને પૂર્ણતાના માર્ગમાં હું કેટલો પછાત રહ્યો છું તેનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે મારૂં મન શરમ અને ગભરામણથી ભરાઇ જાય છે.

તે જ્યારે તેની દયાથી આપણને હજુ થોડો સમય આપે છે ત્યારે ચાલો આપણે ખરા ઉત્સાહથી ફરી આરંભ કરીએ. જે સમય આપણે ખોઇ નાખ્યો છે તેનો વિચાર કરીએ, અને આ જે દયાળુ પિતા કે જે આપણને સર્વદા તેના પ્રેમી હાથમાં લેવાને તત્પર છે તેના પ્રત્યે આપણે પુરા અંતઃકરણથી ભરોસો રાખીને પાછાં વળીએ. વળી જે કાંઇ તેને ગમતું નથી તે બધું તેના પ્રેમને માટે ચાલો આપણે તજી દઇએ, અને તે પણ ઘણી ખુશીથી અને ખરા દિલથી કરીએ; તેને માટે આપણે જેટલું કરીએ તેટલું ઓછુંજ છે. તેના વિષે આપણે નિરંતર વિચાર કરીએ; તેના પર આપણે આપણો બધો વિશ્વાસ રાખીએ. જો આપણે આમ કરીશું તો મને ખાત્રી છે કે તેનું પરિણામ આપણે તેની દયા કે જે વડે આપણે સર્વ કાંઇ કરી શકીએ છીએ, અને જેના સિવાય આપણે પાપ સિવાય બીજું કાંઇ કરી શકતા નથી, તે દયા આપણે મોટા પ્રમાણમાં પામવાનો અનુભવ કરી શકીશું.

જીવનના માર્ગમાં જે અનેક જોખમો આવી રહ્યાં તે બધાંમાંથી આપણે પ્રભુની ખરેખરી અને નિરંતરની સહાયતા સિવાય બચી શકતા નથી; તો પછી ચાલો આપણે તેને તે સહાયતા માટે નિરંતર પ્રાર્થના કરીએ, અને આપણે તેની સાથે રહ્યા સિવાય કેવી રીતે તેની પ્રાર્થના કરી શકીએ? અને આપણે તેના વિષે વારંવાર વિચાર કર્યા વિના કેવી રીતે તેની સાથે રહી શકીએ? અને જો આપણે આવા વિચાર કરવાની એક પવિત્ર ટેવ પાડી ન હોય તો આપણે કેવી રીતે તેનો વારંવાર વિચાર કરી શકીએ? તમે મને કહેશો કે હું સદા એનુંએજ કહ્યા કરૂં છું; એ ખરૂં છે, પણ મારા જાણવા પ્રમાણે આ સહેલામાં સહેલી અને સારામાં સારી રીત છે, અને હું પોતે કોઇ બીજી રીતનો ઉપયોગ કરતો નહિ હોવાથી હું આખા જગતને તેજ નિયમ પ્રમાણે કરવાની શિખામણ આપું છું. આપણે તેના પર પ્રેમ કરી શકીએ માટે પહેલાં આપણે તેને ઓળખવો જોઇએ, અને પ્રભુને ઓળખવાને માટે આપણે તેના વિષે વારંવાર વિચાર કરવો જોઇએ, અને જ્યારે આપણે તેના પર પ્રેમ કરવા લાગીએ ત્યારે આપણે તેના વિષે વારંવાર વિચાર કરીશુંજ, કારણકે જ્યાં આપણા હૃદયનો ભંડાર છે ત્યાંજ આપણું હૃદય રહેશે. આ વિષે તમે વારંવાર વિચાર કરશો તો તમો તે સારી રીતે સમજી શકશો.

માર્ચ ૨૮, ૧૬૮૯. હું છું, પ્રભુ ઇસુમાં તમારો સેવક.

## પત્ર અગીઆરમો.

પૂજ્ય ભગિનિ,

રા. રા......ને લખવાનું મન તો નહોતું, પણ તે હું માત્ર તમારા કહેવાથીજ કરૂં છું. કૃપા કરીને આ કાગળ તેના પર મોકલશો. પ્રભુ પર તમારા ભરોસા વિષે સાંભળીને હું ઘણો ખુશી થયો છું. મારી ઇચ્છા એવી છે કે તે તે ભરોસો તમારામાં વધારતા રહે. એવા ભલા અને વિશ્વાસુ મિત્ર કે જે આપણને નથી આ દુનિયામાં છોડતા કે નથી પેલી દુનિયામાં છોડતા તેના પર આપણે જેટલો વિશ્વાસ રાખીએ તેટલો ઓછો છે.

જો રા. રા.......પોતાને જે નુકશાન ખમવું પડયું છે તેનો લાભ કેમ લેવો એ જાણતા હોય અને પોતાનો બધો ભરોસો પ્રભુ પર રાખે તો તે તેને તુરતજ એક વધારે સામર્થ્યવાન અને તેની સેવા કરવામાં વધારે તત્પર મિત્ર મેળવી આપશે. પ્રભુ આપણાં હૃદયનું તેને ફાવે છે તેમ કરે છે. કદાચિત રા. રા.......જે મિત્રને તેણે ખોયો છે તેના પ્રત્યે તેનું મન હદથી જ્યાદા પરોવાતું હશે. આપણે આપણા મિત્રો પ્રત્યે સ્નેહ રાખવો જોઇએ ખરો, પણ તે સ્નેહ પ્રભુ પ્રત્યેના પ્રેમ કે જે સર્વોપરી હોવો જોઇએ તેની આડે આવવો જોઇએ નહિ.

હું તમને વિનંતી કરીને કહું છુ કે જે વિષે મેં તમને વારંવાર ભલામણ કરી છે તે તમે ભુલશો નહિ, અને તે એ છે કે દિવસે કે રાત્રે કે તમારા કામમાં કે તમારી રમત-ગમતમાં પણ પ્રભુ વિષે વારંવાર વિચાર કરવો. તે તમારી પાસેજ અને સાથેજ છે; તેને તમે તજી દેશો નહિ. જો કોઇ મિત્ર તમને મળવા આવે અને તેને તમે એકલો રાખી તમારૂં કામ વગેરે કરવા વળગી પડો તો ખચીત એ તમારી વર્તણુક અવિવેકી ગણાય, તો પછી પ્રભુને કેવી રીતે છોડી શકાય? માટે તમે તેને ભુલી જશો નહિ. તેના વિષે વારંવાર વિચાર કરશો. તેનું નિરંતર આરાધન કરો અને તેને માટે જીવો અને મરો. આમ કરવું એ ખ્રીસ્તીનું સ્તુત્ય કામ છે, અથવા ટુંકામાં કહીએ તો એજ આપણું રોજીંદું કામ છે, અને જો તે વાત આપણે જાણતા ન હોઇએ તો તે આપણે શીખવું જોઇએ. મારી પ્રાર્થનાથી તમને સહાય કરવાને હું પ્રયત્ન કરતો રહીશ.

હું છું,
આપણા પ્રભુમાં તમારો સેવક.

અકટોબર ૨૯, ૧૬૮૯.

## પત્ર બારમો.

મારાં પુજ્ય અને અતિ માનવંતાં માતુશ્રી,

હું એવી પ્રાર્થના નથી કરતો કે તમે તમારી મુશ્કેલીઓ-માંથી મુક્ત થાઓ, પણ હું અંતઃકરણથી પ્રભુની એવી પ્રાર્થના કરૂં છું કે તે તમને તમારી સર્વ મુશ્કેલીઓ તેની ઇચ્છા હોય તેટલો વખત સહન કરવાનું જોઇતું સામર્થ્ય અને ધીરજ આપે. જેણે તમને વધસ્તંભની સાથે બાંધ્યાં છે તેનાથી તમે આશ્વાસન પામો. તેને યોગ્ય લાગશે ત્યારે તે તમને તેમાંથી છુટાં કરશે. જે કોઇ તેની સાથે દુઃખ વેઠે છે તેને સુખી સમજવો. તમે પણ તેવી રીતે દુઃખ સહન કરતાં શીખો, અને તેને જેટલું દુઃખ જ્યાં સુધી યોગ્ય લાગે તેટલું દુઃખ ત્યાં સુધી સહન કરવાનું સામર્થ્ય તેની પાસે માગો. જે લોકો આ જગતને ચાહે છે તે આવી સત્ય બાબતો સમજી શકતા નથી, અને તેમાં મને કાંઇ નવાઇ પણ લાગતી નથી; કારણ કે તેઓ જે દુઃખ વેઠે છે તે ઇસુ ખ્રીસ્ત પર પ્રેમ રાખનાર તરીકે તો નહિ પણ જગત પર પ્રેમ રાખનાર તરીકે વેઠે છે. તેઓ મંદવાડને પ્રભુની એક મહેરબાની તરીકે નહિ, પણ કુદરતે આપેલી એક શિક્ષા તરીકે ગણે છે, અને મંદવાડની પ્રત્યે આવી નજરે જોઇને તેઓને તેમાં દુઃખ અને સંતાપ સિવાય બીજું કંઇ દેખાતું નથી. પણ જે લોકો મંદવાડને પ્રભુની

મરજીથી આવેલો જુએ છે અને તેને તેની દયાની નિશાની તરીકે અને તેમના તારણ માટે પ્રભુએ પોતે લીધેલા ઉપાય તરીકે જુએ છે તે લોકો તેમાં ઘણું કરીને ઘણું માધુર્ય અને ખરૂં આશ્વાસન પામે છે.

હું એમ ઇચ્છું છું કે તમે તમારા મનમાં ખાત્રી પામો કે આપણે સાજા હોઇએ તે કરતાં માંદા હોઇએ ત્યારે પ્રભુ આપણી પાસે વિશેષ નજદિક આવે છે. તેના સિવાય બીજા કોઇ વૈદ ઉપર તમે આધાર રાખશો નહિ, કારણકે મારા સમજવા પ્રમાણે તમને સાજાં કરવાનું કામ તેણે પોતે પોતાના હાથમાંજ રાખ્યું છે. તમે તેના પર ભરોસો રાખો, અને તમને તેનું પરિણામ તુરત દેખાઇ આવશે. આ પરિણામ દેખાતું નથી તેનું એક કારણ એ છે કે આપણે પ્રભુ પર રાખીએ છીએ તેના કરતાં ઔષધ પર વધારે ભરોસો રાખીએ છીએ.

તમે જે કાંઇ ઉપાય લેશો તે બધા તેની ઇચ્છા હશે તેટલેજ અંશે લાભકારક નીવડશે. જ્યારે પ્રભુ તરફથી દરદ આવે છે ત્યારે તે એકલોજ તેને દૂર કરી શકે છે. ઘણી વાર તે આત્માનાં દરદ દૂર કરવાને માટે શરીરનાં દરદ મોકલે છે. આ કારણથી તમે જે શરીર અને આત્મા એ બન્નેનો પરમ વૈદ છે તેને શરણે જાઓ.

મને એમ લાગે છે કે તમે મને કહેશો કે હું પોતે બહુ સુખચેનમાં રહું છું અને પ્રભુને ભાણે ખાઉં છું પીઉં છું, અને તમારી એ માન્યતા ખરી છે. પણ તમે શું એમ ધારો છો કે કોઇ મહા ગુન્હેગાર હોય અને તેને તેના રાજાના ભાણે ખાવાનું મળતું હોય, અને રાજા પોતે તેને પીરસતો હોય અને તેમ છતાં તેને તેના ગુન્હાને માટે માફી મળવાની ખાત્રી ન હોય તો તેથી તેને થોડું દુઃખ થાય? મને લાગે છે કે તે તો ઘણોજ દુઃખી થાય, અને તેનું દુઃખ તેના રાજાની ભલાઇમાં એક માત્ર ભરોસા સિવાય બીજું કાંઇ પણ ઓછું કરી શકે નહિ. તો પછી હું તમને ખાત્રીથી કહું છું કે મારા પ્રભુને ભાણે હું ગમે તેવું સુખ પામતો હોઉં પણ મારાં પાપ હમેશાં મારી સામે ને સામે હોવાથી, તેમજ મારાં પાપની ક્ષમા પામવાની મને ખાત્રી નહિ હોવાથી, મને ઘણું દુઃખ થાય છે. પણ સાચું કહું તો તે દુઃખ મને કંઇક અંશે આનંદદાયક લાગે છે.

જે સ્થિતિમાં તમને પ્રભુ મુકે તે સ્થિતિમાં તમે સંતોષ માનો. તમે મને ગમે તેવો સુખી ધારતાં હો પણ મને તો તમારી અદેખાઇ આવે છે. જો હું મારા પ્રભુની સાથે દુઃખ સહું તો દરદ અને પીડા એ બધાં મારે મન તો સ્વર્ગ સમાન થઇ રહેશે, અને જો હું મોટામાં મોટો આનંદ કે સુખ પ્રભુ સિવાય પામું કે અનુભવું તો તે મારે મન તો

નર્કરૂપ થઇ પડશે. તેને અર્થે કાંઇ પણ સહેવું એજ મારો ખરેખરો આનંદ.

થોડા વખતમાં હું પ્રભુની પાસે જઇશ, એટલે મારા કહેવાની મતલબ એ છે કે હું તેને મારો હિસાબ આપવા તેની પાસે જવાનો છું.

આ જીવનમાં મને જે કંઇ સુખ થાય છે તે એ છે કે હું પ્રભુને વિશ્વાસથી જોઉં છું; અને તે ખરેખર એવી રીતે જોઉં છું કે જેથી ઘણી વાર હું કહી શકું છું કે, હું હવે તેના પર વિશ્વાસ કરૂં છું એટલુંજ નહિ પણ સાક્ષાત હું તેનું દર્શન કરૂં છું. જે વિશ્વાસ શિખવે છે તે હું જોઇ રહ્યો છું અને તે ખાત્રીમાં અને વિશ્વાસના તેવા અભ્યાસમાં હું તેની સાથે જીવીશ અને મરીશ.

પ્રભુની સાથે સર્વદા રહો. તમારા દુઃખમાં તે એકલોજ આધાર અને સુખ છે. તે તમારા સંગમાં રહે તેને માટે હું તેને વિનંતી કરીશ. પૂજ્ય વડીલ માતાજીને મારા પ્રણામ કહેશો, અને મારે માટે કૃપા કરી પ્રાર્થના કરતાં રહેશો.

હું છું,
આપણા પ્રભુમાં તમારો સેવક.

નવેમ્બર ૧૭, ૧૬૯૦.

## પત્ર તેરમો.

મારાં ભલાં માતુશ્રી,

જો આપણને પ્રભુનું સાન્નિધ્ય અનુભવવાની બરાબર ટેવ પડી હોય તો પછી શરીરનાં બધાં દરદો તેથી ઘણાં ઓછાં થઇ જાય છે. ઘણી વખત પ્રભુ આપણને દુઃખ પામવા દે છે તેનું કારણ એ છે કે તેમ કરી આપણા આત્મા શુદ્ધ થાય અને આપણને તેનો સહવાસ નિરંતર અનુભવવાની ફરજ પડે. કોઇ આત્મા કે જે પ્રભુનો સહવાસ નિત્ય અનુભવતો હોય અને જે માત્ર તેનેજ ઇચ્છતો હોય તેને કેમ પીડા થતી હશે તે હું સમજી શકતો નથી. મારા અનુભવ પરથી હું ખાત્રીથી કહી શકું છું કે એવા આત્મા પર તો કદી દુઃખ આવેજ નહિ.

તમે હિમ્મત રાખો અને તમારૂં દુઃખ નિરંતર તેની આગળ રજુ કરો, અને તે તમને બધું દુઃખ સહન કરવાનું સામર્થ્ય આપે એવી તેની પ્રાર્થના કરો. પણ તે સર્વથી વિશેષ પ્રભુની સાથે નિરંતર સમાગમ રાખવાની ટેવ પાડો, અને જેમ બને તેમ તેને કદી ભૂલી ન જશો. તમારી દુર્બળતામાં તેનું આરાધન કરો અને વખતોવખત તમે પોતાને તેના હાથમાં સોંપો, અને તમારા દુઃખની પરાકાષ્ટામાં જેમ નાનું બાળક તેના પ્રેમી બાપને કરે છે તેમ તમે નમ્રતાથી અને પ્રેમથી તેને વિનવો કે તે તમને કૃપાથી તેની સહાયતા

ભક્તિ અને તેની પવિત્ર ઇચ્છાને આધીન થવાનું મન આપે. હું પણ મારી ભાંગીતુટી પ્રાર્થનાઓથી તમને સહાય કરતો રહીશ.

પ્રભુ આપણને તેની તરફ ઘણી રીતે ખેંચે છે. કેટલીક વાર તે આપણાથી છુપાઈ રહે છે, પણ આપણો આધાર અને આપણો બધો ભરોસો કે જે પ્રભુ પરજ હોવો જોઇએ તેનો પાયો માત્ર તેના પર આપણો વિશ્વાસ છે, કે જે આપણને દુઃખના પ્રસંગમાં છોડી દેતો નથી.

પ્રભુ મારૂં શું કરશે તેની મને કાંઇ ખબર નથી. હું હમેશાં સુખી રહું છું. આખી દુનિયા પીડાય છે તો પણ હું કે જે સખતમાં સખત શાસનને યોગ્ય છું તે એવો મોટો અને નિરંતરનો આનંદ અનુભવું છું કે તે મારા દિલમાં સમાઇ પણ શકતો નથી.

તમારા દુઃખમાં ભાગ લેવાને પ્રભુ પાસે માગવાને હું ખુશી છું, પણ હું જાણું છું કે મારી દુર્બળતા એટલી બધી છે કે જો પ્રભુ મને એક પળ પણ તેનાથી વિમુખ રાખે તો હું દુનિયામાં દુઃખીમાં દુઃખી માણસ થઇ જાઉં. પણ હું જાણું છું કે તે મને પોતાથી વિમુખ કરે તેમ નથી, કારણ કે જેવી રીતે ઇંદ્રિયો જડ વસ્તુઓની ખાત્રી આપે છે તેવીજ પકી ખાત્રી તેના પર વિશ્વાસ રાખવાથી મને મળે છે, અને હું જાણું છુ કે જ્યાં સુધી પહેલાં આપણે તેને તજી ન દઇએ

ત્યાં સુધી તે આપણને તજી દેતો નથી. આપણે બહુ કાળજી રાખવી જોઇએ, રખેને કોઈ કારણસર આપણે તેને તજી દઇએ. ચાલો, આપણે નિરંતર તેના સાન્નિધ્યમાં રહીએ, તેની સાથે જીવીએ અને તેની સાથે મરીએ પણ. હું તમારે માટે આ બાબત વિષે પ્રાર્થના કરૂં તેવી રીતે તમે મારે માટે પ્રાર્થના કરતાં રહેશો.

હું છું,
તમારો.

નવેમ્બર ૨૮, ૧૬૯૦.

## પત્ર ચૌદમો.

મારાં ભલાં માતુશ્રી,

તમને આટલા બધા વખતથી દરદથી પીડાતાં જોઇ મને ઘણું દુ:ખ થાય છે, પણ તેની સાથે મને જે થોડુંઘણું સાંત્વન થાય છે અને તમારી પીડાથી થતી દિલગીરી મને ઓછી લાગે છે, તેનું કારણ એ છે કે મને ખાત્રી છે કે તમારૂં બધું દુઃખ એ તમારા પર પ્રભુનો પ્રેમ તેનું પ્રમાણ છે. તેના વિષે જો તમે આવી રીતે વિચાર કરો તો તમે તે બધાંને ઘણી સહેલાઇથી સહન કરી શકશો. તમારૂં દરદ જોતાં મને એમ લાગે છે કે તમારે દૈહિક ઉપાય છોડી દેવા અને પ્રભુની ઇચ્છાને પુરેપુરાં આધીન થઇ રહેવું.

કદાચિત તમને સાજાં કરવા માટે તે માત્ર એજ રાહ જુએ છે કે તમે તેને પુરેપુરાં આધીન થાઓ અને તેના પર પુરો વિશ્વાસ રાખો. તમારી આટલી બધી કાળજી હોવા છતાં દવા વગેરેની જે અસર થવી જોઈએ તે થઇ નથી પણ તેથી ઉલટું તમારૂં દરદ વધતું જાય છે, તો પછી તમે જો પ્રભુના હાથમાં બધું છોડી દેશો, અને માત્ર તેનાથીજ સાજાં થવાની આશા રાખશો તો તમે તેથી કાંઇ પ્રભુનું પરીક્ષણ કરો છો એમ ન સમજશો.

મેં તમને મારા છેલ્લા પત્રમાં લખ્યું હતું કે પ્રભુ કેટલીક વાર આપણા પર દુઃખ આવવા દે છે તેનો હેતુ એ છે કે તેમ કરીને તે આપણી આત્મિક વ્યાધિ દૂર કરવા ઇચ્છે છે. તો પછી તમે હિમ્મત રાખો; જેનો કશો ઉપાય નહિ તે ધીરજથી અને ખુશીથી સહેવું, અને તમે પ્રાર્થના કરતાં રહો અને તે તમારાં દૈહિક દુઃખ અને દરદ દૂર કરવા માટે નહિ, પણ પ્રભુના પ્રેમને અર્થે તે જે કાંઇ અને જેટલો વખત ઇચ્છે તે બધું તેટલો વખત સહન કરવાને તમને હિમ્મત અને સામર્થ્ય મળે તે માટે કરવી.

આવી પ્રાર્થનાઓ કરવી ખરેખર આપણે માટે મુશ્કેલ તો છે પણ તે પ્રભુને ઘણી ગમે છે, અને જે કોઇ તેને ચાહે છે તેને તે મીઠી લાગે છે. પ્રેમથી દુઃખ મીઠું લાગે છે અને જ્યારે કોઇ પ્રભુને ચાહે છે ત્યારે તે તેને માટે આનંદથી

અને હિમ્મતથી દુઃખ સહે છે. હું તમને વિનંતી કરીને કહું છું કે તમે પણ તેમજ કરો: તમે તેનાથી દિલાસો પામો, કારણ કે આપણાં બધાં દરદ દૂર કરનાર તે એકલોજ વૈદ છે. તે દુઃખીઆનો બાપ છે અને આપણને સહાય કરવાને સદા તત્પર છે. તે આપણે કલ્પી શકીએ તેના કરતાં વિશેષ પ્રેમ આપણા પર રાખે છે: એટલા માટે તમે તેના પર પ્રેમ રાખો, અને તેના સિવાય દુઃખ દૂર કરવાનો બીજો કોઇ ઉપાય શોધશો નહિ. હું આશા રાખું છું કે તેમાં મળતો આરામ તમને જલદી પ્રાપ્ત થશે. પ્રભુ તમને સહાય કરો! હું પણ મારી ભાંગીતુટી પ્રાર્થનાઓથી તમને સહાય કરતો રહીશ, અને હું રહીશ.

આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તમાં
તમારો સદાનો સેવક.

## પત્ર પંદરમો.

મારાં ઘણાં વ્હાલાં માતુશ્રી,

આપણા પ્રભુએ તમારા માગ્યા પ્રમાણે તમારૂં દરદ જરા ઓછું કર્યું તેને માટે હું તેનો ઉપકાર માનું છું. હું ઘણી વખત (મરવાની અણી પર આવી જાઉં છું તો પણ તેવે વખતે મને) જેવો સંતોષ થાય છે તેવો બીજી વખત થતો નથી. એવે

વખતે હું પ્રભુને મારૂં દરદ દૂર કરવાને પ્રાર્થના કરતો નથી, પણ મને તે હિમ્મતથી, નમ્રતાથી અને પ્રેમથી સહન કરવાનું બળ આપે એવી હું પ્રાર્થના કરૂં છું. ખરેખર! પ્રભુની સાથે દુઃખ સહન કરવું એ મધુર છે; આપણાં દુઃખ કે દરદ ગમે તેવાં મોટાં હોય તો પણ આપણે તે પ્રેમથી માન્ય કરવાં. દુઃખ સહન કરવું અને પ્રભુની સાથે રહેવું એજ સ્વર્ગ છે, એટલે જો આપણે આ દુનિયામાં સ્વર્ગની શાંતિ અનુભવવી હોય તો આપણા પ્રભુની સાથે ગાઢો, દિન અને પ્રેમાળ સહવાસ રાખવાનો અભ્યાસ પાડવો જોઇએ. આપણે આપણા આત્માને તેની પાસેથી જરા પણ દૂર જતો અટકાવવો જોઇએ. આપણે આપણા હૃદયને એક આત્મિક દેવાલય બનાવવું જોઇએ, અને તેમાં તેની નિરંતર ભક્તિ કરવી જોઇએ. આપણે પોતા ઉપર એવી તો ચોકી રાખવી જોઇએ કે આપણે તે નાખુશ થાય એવો એક પણ વિચાર ન કરીએ કે ન એક પણ એવું વચન બોલીએ કે ન એક એવું કાર્ય કરીએ. જ્યારે આપણું મન આવી રીતે પ્રભુથીજ ભરપુર રહેશે ત્યારે ગમે તેવું દુઃખ કે દરદ બહુ મીઠું લાગશે, અને તેથી આપણને ભક્તિભાવ અને જાથુનો શાંત આનંદ પ્રાપ્ત થશે.

હું જાણું છું કે આ અવસ્થાએ પહોંચવામાં શરૂઆત કરવી એ બહુ મુશ્કેલ છે, કારણકે આપણે કેવળ વિશ્વાસ-

થીજ સર્વ કામ કરવાનું છે. પણ જો કે તે બહુ મુશ્કેલ છે તોપણ આપણે જાણીએ છીએ કે આપણે પ્રભુની સહાયતાથી સર્વ કાંઇ કરી શકીએ છીએ, અને એ પણ જાણીએ છીએ કે પ્રભુ પોતાની સહાયતા જે કોઇ ખરા દિલથી તેની પાસે માગે છે તેને આપ્યા વગર રહેતા નથી. દ્વાર ઠોકો, તત્પરતાથી દ્વાર ઠોકો, અને હું ખાત્રીથી કહું છું કે પ્રભુ યોગ્ય વખતે પોતાનું દ્વાર ઉઘાડશેજ, અને જે કાંઇ તેણે ઘણાં વર્ષ સુધી તમને આપવાનું બંધ રાખ્યું હશે તે બધું તે તમને આપશે. મારી પ્રેમી કુશળતા સ્વીકારશો.

જેમ હું તમારે માટે તેની પાસે પ્રાર્થના કરૂં છું તેમ તમે મારે માટે કરશો. તેને થોડી વારમાં મળવાની હું આશા રાખું છું.

પ્રભુમાં હું છું પૂર્ણ રીતે તમારો.

૨૨ મી જાનેવારી, ૧૬૯૧.

## પત્ર સોળમો.

મારાં ભલાં માતુશ્રી,

આપણે માટે શું શું જરૂરનું છે તે પ્રભુ સૌથી સારી રીતે જાણે છે, અને તે જે કંઇ કરે છે તે આપણા ભલાને માટેજ છે. તેનો આપણા ઉપર કેટલો બધો પ્રેમ છે તે જો આપણે જાણતા હોઇએ તો આપણે હમેશાં તેના હાથમાંથી જે કંઇ

આવે છે, પછી તે મીઠું હોય કે કડવું હોય, તે બધું આપણે સમભાવથી અને શાંતિથી સ્વીકારવાને હર્મેશા તત્પર રહેવું. તેની પાસેથી જે કંઇ આવે છે તે બધું આપણને સુખજ આપશે. જો આપણી નજરજ અવળી ન હોય તો મોટામાં મોટાં દુઃખ પણ આપણને અસહ્ય નહિ લાગે. જો આપણે એમ સમજીએ કે તે બધાં પ્રભુના હાથમાંથી આવે છે અને તેજ તે આપણને આપે છે, અને જો આપણે એમ જાણીએ કે આપણને નીચે પાડનાર કે દુઃખ દેનાર આપણા પરમ કૃપાળુ પિતાજ છે તો આપણા દુઃખમાંથી બધી કડવાશ જતી રહે છે, અને આપણો શોક આનંદના રૂપમાં બદલાઇ જાય છે.

આપણું બધું કાર્ય પ્રભુને ઓળખવાનું થવું જોઇએ. જેમ જેમ આપણે તેને વધારે ઓળખતા જઇએ છીએ તેમ તેમ તેને વધારે જાણવાની ઇચ્છા વધતી જાય છે, અને જ્ઞાન એ સાધારણ રીતે પ્રેમનું માપ છે, તેથી જેટલું ગંભીર અને વિશાળ આપણું જ્ઞાન થશે તેટલોજ આપણો પ્રેમ વધશે. અને જો આપણો પ્રેમ પ્રભુ ઉપર ઘણો હશે તો આપણે તેના પર દુઃખમાં કે સુખમાં સરખી રીતેજ પ્રેમ કરી શકીશું.

આપણા પ્રભુએ આપણને કોઇ બહારનું ગમે તેવું ઉચું સુખ આપ્યું હોય અથવા ભાવથી ઉત્પન્ન થતો ગમે તેવો ઉચો આનંદ આપ્યો હોય તોપણ તેને માટે પ્રભુને આપણે

શોધવાના કે ચાહવાના નથી, કારણ કે તેમ કરી માત્ર આપણે પોતાનુંજ સુખ શોધીએ છીએ. એવાં સુખ કે આનંદ ભલે તે ગમે તેવાં મોટાં હોય તોપણ તે આપણને વિશ્વાસ પોતાના એક સાદા કાર્યમાં જેટલે અંશે પ્રભુની નજદિક આણે છે તેટલે અંશે આણી શકતાં નથી. આપણે પ્રભુને વિશ્વાસથી વારંવાર શોધવાના છે: તે આપણી માંહેજ છે માટે તેને બહાર બીજી કોઇ જગાએ શોધવો નહિ. જો આપણે તેને આપણા હૃદયમાં એકલા મુકીને નજીવી બાબતો કે જે તેને ગમતી ન હોય અને ઘણી વખત તો તેને નાખુશ કરે તેવી હોય તેવી બાબતોમાં ગુંથાઇ જઇએ તો પછી શું આપણે અવિવેકી અને ઠપકાને પાત્ર નથી ઠરતા? આપણા આવા અવિવેકનું કાર્ય અત્યારે તો તે સાંખી લે છે, પણ આપણને એ ભય રહેવો જોઇએ કે આવી નજીવી બાબતો માટે આપણને કોઇ કાળે બહુ ખમવું પડશે.

આપણે પ્રભુને ખરા દિલથી ચાહવાનું શરૂ કરવું જોઇએ. તે સિવાય બીજી સર્વ બાબતો આપણે આપણા દિલમાંથી દૂર કરવી જોઇએ, કારણકે આપણા હૃદયનો સંપૂર્ણ કબજો તે લેવા માગે છે. તેની પાસે આવી કૃપા તમે માગતાં રહેશો. જો આપણે આપણાથી બનતું કરીશું તો પછી આપણા મનમાં જે ફેરફાર થવા આપણે ઇચ્છીએ છીએ તે ફેરફાર થએલો આપણે જલદી જોઇશું. તમને જે આરામ

તેણે બક્ષ્યો છે તેને માટે હું તેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછોજ છે. તેની દયાથી થોડા દિવસમાં હું તેનું દર્શન પામવાની આશા રાખું છું. આપણે એક બીજાને માટે પ્રાર્થના કરતા રહીએ. એજ.

હું છું,

તમારો પ્રભુમાં સેવક.

ફેબ્રુઆરી ૬, ૧૬૯૧.

(આ કાગળ લખ્યા પછી બીજે દિવસે તે પથારીવશ થયા, અને એક અઠવાડિયાની અંદર પોતાના પ્રભુની પાસે ચાલ્યા ગયા.)

સમાપ્ત.